*nature,* and obj, *mankind*..............care.

Should share, વહેંચી લેવું. જોઇએ.

Sloth, [ સ્લોથ ] આળસાઈ. accus by *for*.

Plough shares, ( પ્લાઉશેર્સ ) હળના કાંતાની. geni case.

Assigned, (એસાઇન્ડ) સોંપેલી. past participle, ref to *toil*.

Sounding ( સાઉન્ડીંગ ) અવાજ કરતો. an adj, quali, *anvil*,

Anvil, ( એન્વિલ ) એરણ. accus by *at*.

Glow, ( ગ્લો ) તપીજવું. an intrans verb. [ *shuttle*.

Swift sliding, [સ્વીફ્ટ સ્લાઇડીંગ] ઝડપથીસરીજતો. a n adj, quali

Shuttle, ( શટલ ) કાંટલો. obj of *throw*.

Studious, [ સ્ટુડીઅસ ] અભ્યાસી. an anj, quali, some.

Studious of the wind & tide;=sailors.

From pole to pole, એક ધ્રુવથી બીજા ધ્રુવસુધી આખી પૃથ્વીપર.

Guide, ( ગાઇડ ) ચલાવે છે. a trans verb subj, *some*. and obj *commerce*.

Impart [ ઇમ્પાર્ટ ] આપે છે. a trans verb, subj, *some*, and obj, *works*.

Genius, [ જીનીયસ ] બુદ્ધિ. accus by *of*.

Refined, [ રીફાઇન્ડ ] સુધરેલી. an adj quali, *genius*.

Aiming at, = તાકતા. a pres participle, ref to *each*.

End, ( એન્ડ ) મતલબ.

Proves, [ પ્રુવ્ઝ ] નીવડે છે.

Needful, (નીડફુલ) જરૂરનું. an adj, quali, *friend*.

By turns વારાફરતી.

Obligations, [ ઓબ્લીગેશન્સ ] ઉપકાર. nom to *are paid*.

Monarch, [ મોનર્ક ] રાજા. nom case, to *is obliged*.

Table's spread,== Table is spread. ભાણું પીરસ્યું હોય.

Clown, (ક્લાઉન) ખેડુત. accus by *to*.

Drest, ( ડ્રેસ્ટ ) પોશાક પહેરેલો. a past participle, ref to *she*.

In all his glory drest, પાદશાહી પોશાક પહેરેલો તે વખતે.

Loom, [ લુમ ] સાળ. accus by, *to*.

Royal vest, [ રૉયલ વેસ્ટ ] બાદશાહી ઝભો.

Inelement, [ ઈન્કલેમેન્ટ ] સખ્ત. an adjective.quali *air*.

Cutler's, [ કટ્લર્સ ] છરી કાંટા બનાવનારની. geni case.

Supply, [ સપ્લાઈ ] પૂરૂ પાડે છે. a trans verb, subj, *art*, and obj, *ornament*.

Guards, [ ગાર્ડઝ ] રક્ષણ કરે છે. a trans verb,subj, *that*, and obj, *thigh*.

Ornament, [ ઑર્નામેંટ ] તરવાર. obj of *supply*.

In duly, તાબેદાર. Own, કબુલ કરે છે.

Common obligations, બધા લોકના ફાયદા.

Properties, [ પ્રૉપર્ટીઝ ] માલમીલકત.

Employ, [ એમ્પ્લોય ] કામે લગાડે છે. a trans verb, subj, *they*, and obj, *toil*.

Content, (કન્ટેન્ટ) સંતોશ. accus by with.

Rank, (રૅન્ક ) હોદ્દો, પદવી.

Supports, ( સપોર્ટસ ) પોષણ કરે છે. a trans verb, subj, *which*, and obj, *us*.



## LESSON XXXVIII

---

Tailor bird, મેરાઈ પક્ષી.

Instinct, [ ઈન્સ્ટીંક્ટ ] પ્રેરણા બુદ્ધિ. accus *by from*.

Glistens, (ગ્લિસ્ટન્સ) ચળકે છે. an intrns sub*j*, *which*.

Note, ( નોટ ) રાગ. nom case, to *is*.

Delights, ખુશ થાયછે. an intrans subj, *it*.

Shelter, [ શેલ્ટર ] છાયા. accus by *under*.

Venture (વેન્ચર ] હીંમત ધરવી. an intrans, verb, subj. *it*.

Bits of thread, દોરીના નાના કકડા.

Rag, ( રૅગ ) ચીંથરૂં. accus by *of*.

Method, ( મેથડ ) રીત. nom case to *is*.

Construction, [ કન્સ્ટ્રકશન ] બાંધણી. accus by *of.*

Foliage, ( ફોલીએજ ) પાતરૂં. nom to *is.*

Tender, ( ટેન્ડર ) નાજુક.

Safe, ( સેઈફ ) સહીસલામત.

Neighbouring, [ નેઈબરીંગ ] પાસેના. an adjective.

Passes, ( પાસીસ ) પરોવે છે, ઘાલે છે. a trans verb, subj, *it* and obj, *which.*

Row of holes, કાણાંની હાર.

Previously, ( પ્રીવીઅસ્લી ) આગમજથી. an adv.

Pierced, ( પિઅર્સ્ડ ) નાંકા પડેલાં. a past participle, ref to *holes.*

Twists or knots, [ ટ્વિસ્ટસ ઑરનૉટ્સ ] વળ દેછે અથવા ગાંઠ બાંધેછે.

Can slip, ( સ્લિપ ) સરી જઈ શકે. an intrans, subj, *they.*

Seam, ( સીમ ) સાંધો, ગાંઠ. nom to *can become.*

Loosened, ( લૂસન્ડ ) છુટો. ઢીલો. an adjective. qual *them.*

Fabric, [ ફેબ્રિક ] બાંધેલું કામ. nom case, to *is.*

Contrived, ( કન્ટ્રાઈવ્ડ ) યુક્તિથી કરેલું. past participle, ref to *abric*

Is lined, [ લાઈન્ડ ] અસ્તર કરેલું છે. a passive verb, subj, *it.*

Completely, [કમ્પ્લીટલી] તદન, બીલકુલ. an adv, modi, *is lined.*

Ingenious, [ઈન્જીન્યસ] બુદ્ધિવાન. an adj, quali, *bird.*

Layers, [લેઅર્સ] પડ. Down, પોચા પીછાં.

Comfortable, [ કમ્ફર્ટેબલ ] સુખદાયક.

Brood, ( બ્રુડ ) બચ્ચાં.

Occupies, [ ઑકયુપાઈઝ ) રોકે છે. a trans verb, subj, *which.* and obj, *throw*



## LESSON XXXIX.

---

Canute, [ કેન્યુટ ] ડેઇનિ લોકોનો રાજા હતો.
Reproof, ( રીપ્રુફ ) ઠપકો.
Courtiers, [ કોર્ટીઅર્સ ] દરબારીઓ.
Scene, ( સીન ) પ્રવેશ.
Sea side, દરીઆનીબાજુ.
The tide coming in, ભરતી ચઢે છે.
Elements, ( એલીમેન્ટસ) મૂળતત્વો. nom to *are*.
Boisterous, [ બોઇસ્ટિરસ ] તોફાની. an adj, quali, *waves*.
Waves, (વેવ્ઝ) મોજાં.
Terrible, [ ટેરિબલ ] ભયંકર. an adj, quali, *element*.
Bidding, ( બિડિંગ ) હુકમ. accus by *of*.
Bear, ( બેર ) લેઇજવાને. a trans inflinitive.
Bosom, [ બુઝમ ] છાતી. પાણીની સપાટી.
To pour, [ પોર ] રેડવું. a trans infinitive.
Treasures, [ ટ્રેઝર્સ ) ખજાનો. obj, of *to pour*.
Sovereign, ( સોવરીન) રાજા.
Perceive, ( પર્સીવ) જોવું. a trans verb, subj, *you*, and obj, *swell*.
Swell. ( સ્વેલ ) મોજો, ભરતી. obj, of *perceive*.
Already, ( ઑલરેડી ) ક્યારની. an adverb.
Set, ( સેટ ) મૂકો. a trans subj, *you*. and obj, *it*.
Gracious, ( ગ્રેશ્યસ ) કૃપાળુ. an adj quali, *Lord*.
Just here. [ જસ્ટ હીઅર ] બરાબર અહીંઆજ.
Aside, ( અસાઇડ ) આસ્તેથી. an adverb.
Mighty, [ માઇટી ] બળવાન. an adj, quali, *ocean*.
Subject, [ સબ્જેક્ટ ] રૈયત. nom case after the verb *art*.
Stretch, ( સ્ટ્રેચ ) પાથરૂંછું. આગળ ધરૂં છું.
Sceptre, ( સેપ્ટર ) રાજદંડ. obj of *stretch*.

Command હુકમ કરૂં છું. a trans verb, subj, *I*. and obj, *thee*.

Roll back, પાછા લેઈ જા. a trans verb. subj. *thou* and obj, *waves*.

To presume, (પ્રિઝ્યુમ) હિમત ધરવી.

Regard, (રીગાર્ડ) દરકાર. obj of *pay*.

Rises, [ રાઈઝીઝ ] ચઢે છે.

Stay, ( સ્ટે ] થોભવું.

Rebellious, ( રિબેલ્યસ ) તોફાની.

Dashes, [ડૅશીસ ] જોરથી ટકે છે.

Angry foam, ( ફોમ ) જોસવાળું ફીણ.

Spray, ( સ્પ્રે ) વાછંટ.

Dupe, [ડયુપ] ભોળો માણસ.

Vile, ( વાઈલ ) નીચ.

Sycophants, (સિકૅાફન્ટસ] ખુશામતીઓ..

Baselies, નિચ જુઠાપણું.

Abject, ( અબ્જેકટ ) હલકી, નીચ.

Flatteries, [ફ્લૅટરીઝ ] ખુશામત.

Being, [ બીઈંગ ] પ્રાણી. પરમેશ્વર.

Thus far આટલેજ દુર.

Shall be stayed, અટકશે.

Worm, ( ઉવર્મ )કીડો.

Shall assume, (ઍસ્યુમ ) ધારણ કરશે.

Shall think, ધારશે.

Crown, [ ક્રાઉન ] તાજ. obj, of *take away*.

Will wear, (ઉવેર) પેહેરીશ. a trans verb, subj, *I* and obj, *it*.

Humble, [અમ્બલ ) નરમ.

Example, [ એગ્ઝામ્પલ ] દાખલો.

Disgrace, [ ડિસ્ગ્રેસ ] ફજેતી. accus by *from*.

———:o:———

## LESSON XL.

---

Alexander Selkirk, (ઍલેકઝૅન્ડર સેલ્કર્ક) માણસનું નામ છે noun
Monarch, [ મૉનર્ક ] રાજા. noun.
Survey, ( સર્વે ) જોઉં છું. a trans verb.
( To ) dispute, ( ડિસ્પ્યુટ ) વાંધો ઉઠાવવો-લેવો. a trans verb.
Centre, ( સેન્ટર ) મધ્ય બીંદુ. noun.
Lord, ( લૉર્ડ ) ધણી, રાજા, માલેક. noun.
Foul, [ ફાઉલ ] પક્ષી. noun.
Brute, ( બ્રૂટ ) પશુ, પક્ષી. noun.
Solitude, ( સૉલીટયુડ ) એકાંતવાસ. noun.
Charms, [ ચાર્મ્સ ] મોહીણી. noun,
Sages, [ સેજીસ ] રૂષીઓ, મૂનીઓ, મહા પુરૂષો. noun
Alarms, [ એલાર્મ્સ ] બેચેની, દેહેશત. noun.
Reign, ( રેન ) રાજ્ય કરવું. intransitive verb.
Horrible, ( હૉરીબલ ) ભયંકર. adjective,
Humanity, ( હ્યુમૅનિટી ) મહેરબાની, દયા; કૃપા. noun.
Reach, [ રીચ ) હદ. noun.
( Must ) finish, ( ફિનિશ ) કરવી પડવાની–પડશે. trans verb.
Journey, ( જર્ની ) મુસાફરી. noun.
Music, ( મ્યુઝિક ) રાગ, સ્વર. noun.
Start, ( સ્ટાર્ટ ) ચમકું છું. intransitive verb.
( With ) indifference, [ ઉવીથ ઈન્ડીફરન્સ ) બેદરકાર પણે, બેતમાથી. noun.
Indifference, ( ઇન્ડીફરન્સ ) બેપરવાઇ. noun.
Unacquainted, ( અનઍકવેન્ટેડ ) અજાણ્યાં. an adjective.
Tameness, ( ટેમનેસ ) બેપરવાઈ. noun.
Shocking, ( શૉકીંગ ) કમકમાટ ભરેલું. adjective.
Divinely, ( ડીવાઇન્લી ) ઇશ્વર તરફથી. adverb.
Bestowed, [ બેસ્ટોડ ] બક્ષેલાં. past participle.
( Would ) test, ( ટેસ્ટ ) સ્વાદ ચાખત-લેત. transitive verb.

( Might ) assuage, [ અસ્વેજ ] નરમ પાડી શકું. transitive verb.

Wisdom of age, ઘરડાઓનું ડહાપણ.

[ Might be ] cheered, [ ચીઅર્ડ ] ખુશી થાઉ. trans verb.

Sallies, ( સૅલીસ ] ( આનંદના ) ઉભરા. noun.

Sport, [ સ્પોર્ટ ) રમત, રમકડું.noun.

Convey, ( કન્વે ) લઈ આવ, લાવવું. transitive verb.

Desolate, [ ડેસોલેટ ] ઉજ્જડ. adjective.

Cordial, (કૉર્ડિઅલ ) દીલોજાન.adjective.

Endearing, [એન્ડીઅરીંગ) વહાલો પ્યાર, ઉપજાવે તેવો. adjective.

Report, ( રીપૉર્ટ ] સંદેશો, ખબર. noun.

( Shall ) visit, ( વિઝિટ ] મુલાકાત લઈશ. transitive verb.

Alas, [ અફસોસ) interjection.

Recollection, ( રિકલેકશન ] યાદ દાસ્ત. noun.

At hand, ( ઍટ હૅન્ડ ] તરતજ આવતી, પાસેના.

Hurries, [ હરીઝ ] ઉતાવળે લઈ જાય છે. transitive verb.

Despair, ( ડીસ્પેર ) ના ઉમેદી, નિરાશ. noun.

Lair, ( લેર ] બિછાનું, આરામની જગ્ગા. noun.

Season, ( સીઝન ) વખત. noun.

Cavern, ( કૅવર્ન ) ગુફા. noun.

Repair, [ રીપેર ] જવું. intransitive verb.

Encouraging, ( એન્કરેજીંગ ) દિલાસો આપતી. adjective.

Affliction, ( ઍફ્લિકશન ] દુઃખ. noun.

Grace, ( ગ્રેસ ] દીલાસો, સુખ. noun,

Reconciles. ( રેકન્સાઇલ્સ ) સંતોષ પમાડે છે. transitive verb.

Lot, ( લૉટ ) નસીબ. noun.

---

## LESSON XLI.



Societies, [ સોસાએટીઝ ) મંડળીઓ. noun.

Hive, ( હાઈવ ) મધપૂડો. noun.
Drones, ( ડ્રોન્સ ) નર મધમાખ. noun.
Workers, ( ઉવર્કર્સ ) કામ કરનારા. noun.
History, ( હીસ્ટરી ) તવારીખ, ઇતિહાસ. noun.
Emerges, [ ઇમિર્જીસ ) બહાર નીકળે છે. intansitive verb.
Cell, ( સેલ ) કાંટલું. noun.
Curious, ( કયુરીયસ ] આશ્ચર્ય કારક. adjective.
Preparatory, [ પ્રિપૅરેટરી ) તૈયારી કરવાની. adjectve.
( Is ) hatched, ( હૅચ્ડ ) સેવાય છે. transitive verb.
Larva, ( લાર્વા ) લાર્વા. noun.
( To ) spin, ( સ્પિન ) બનાવવું, કાંતવું. transitive verb.
Cocoon, ( કકૂન ) કોકડી, કોશેટો. noun.
Occupies, ( ઑકયુપાઇઝ ] કાઢે છે, રોકે છે. transitive verb.
Tired, ( ટાયર્ડ ] થાકી ગએલી-[ગયાથી ). past participle.
Assumes, ( એશ્યુમ્સ ) લે છે, ધારણ કરે છે. transitive verb.
Pupa, ( પ્યુપા ] પ્યુપા. noun,
Period, ( પીરિઅડ ) વખત. noun.
Attain, ( ઍટેન ) આવે છે. પોહોંચે છે. tranitive verb.
Swarming, ( સ્વૉર્મીંગ ] ઝુંડ-જથો બંધાઇને જવું. noun.
( Is ) disposed, ( ડિસ્પોઝડ ] મરજી કરે છે. transitive verb.
Colony, ( કૉલોની ) સંસ્થાન, ટોળું. noun.
Conducts, [ કન્ડકટસ ) કારભાર કરે છે, સરદારી ચલાવે છે. transitive verb.
Movement, ( મુવમેન્ટ ) કૂચ.noun.
Takes place, [ ટેકસ પ્લેસ ) થાય છે.
Humming. ( હમિંગ ) ગણગણ થતો. noun.
Sunny, ( સની ) તડકા વાળો, પ્રકાશીત. adjective.
( Is ) caused, ( કૉઝડ ) થાય છે. transitive verb.
Increased, ( ઇન્ક્રીઝડ ] વધેલી. adjective.
( Has ) grown, ( ગ્રોન ] થયો હોય છે. intrasitive verb
( To ) bear, [ બેર ) સહન કરવું, ખમવું.

At the head, આગેવાની, સરદારી હેઠે.
Atmosphere, ( ઍટ્મસ્ફીઅર ) વાતાવરણ. noun.
Presently, [ પ્રેઝન્ટલી ] તરતજ. adverb.
Settles, [ સેટ્લ્સ ] બેસે છે. intransitive verb.
Waits, ( ઉવેટસ ) ખોટી રહે છે. intransitive verb.
Group, ( ગ્રૂપ ] ટોળું. noun.
Thickens, ( થિકન્સ ) ભરાવ થતું જાય છે.
Loiterers, ( લૉઇટરર્સ ] રઝળતી [ માખો. ) noun
Hasten, ( હેસન ] ઉતાવળે જાયછે. intransitive verb.
Mass, ( માસ ) જથો, સમુદાય. noun.
Supporting, ( સપૉર્ટિન્ગ ] ટેકીને. present participle.
Owner, ( ઓનર ] માલીક, ધણી. noun.
Shakes off, (શેકસ ઑફ) ધંધોરી હાંકી કહાડેછે. transitive verb
( To ) survey, ( સર્વે ) તપાસ કરવી, તપાસવું. transitive verb.
Take possession of, ( ટેક પઝેશન ઑફ ) તાબામાં લેવું, કબજો લેવો
Domain, ( ડુમેન ) જગા, રાજ્ય, સંસ્થાન. noun.
Attention, ( ઍટેન્શન ) સંભાળ, ધ્યાન.noun.
Dead knots, ( ડેડ નૉટસ ] સુકાયેલા ગાંઠાઓ. noun.
Trunk, ( ટ્રન્ક ) થડ. noun.
Irritable, ( ઇરીટેબલ ) ખિજવાય, ચીડાય એવી. adjectivt.
( Have ) experienced, ( એકસપીરીઅન્સ્ડ ) અનુભવ મળેલું હશે.
To your cost, તમારા જાનના જોખમે.
( Have ) ventured [વેન્ચર્ડ ) હીમ્મત ધરી હશે. intransitive verb.
( To ) disturb, [ ડિસ્ટર્બ ) છંછેડવું, છેડવું. transitive verb.
( Was annoyed, —નૉય્ડ ] હેરાન થયો હતો. transitive verb.
Sallied forth, ( સૅલીડ ફૉર્થ ) બહાર ધશી આવ્યા. intransitive verb.
( In ) myriads, ( મિરયડસ ) સંખ્યાબંધ, લાખો.
Put to rout, નસાડી મૂકયા.

Missing, [ મીસીંગ ) ખોવાઈ ગયા. verb.
In consequence of, ( ઈન કૉન્સિક્વેન્સ ઑફ ) લીધે.
To have put an end; અંત, છેડો આણેલો.
Harm, ( હાર્મ ) ઈજા, દુખ. noun.
Molested, [ મોલેસ્ટેડ ] છેડેલી. past participle.
Mentions, [ મેન્શન્સ ] કહે છે. transitive verb.
Maid-servant, [મેડ-સર્વન્ટ] ચાકરડી, દાશી. noun.
Hiving, (હાઇવિંગ ) મધપૂડામાં મૂકવું તે. noun.
Linen, [લિનન ] સણનું. adjective.
[ Had ] alighted, ( ઍલાઈટેડ ) ઉતરી હતી. intransitive verb.
Probably, ( પ્રૉબેબ્લિ ) ઘણું કરીને. adverb.
Covered, [ કવર્ડ ] ઢાંકી નાખ્યું હતું. transitive verb.
Bosom, ( બુઝમ ) છાતી. noun.
[ Was ) removed, [રિમૂવ્ડ ] ખસેડવામાં આવ્યું. transitive verb.
She was a curious sight, તેનો દેખાવ અજાયબ જેવો થયો હતો.
(Having) quieted, [ક્વાયટેડ] નરમ પાડી. transitive verb.
Succeeded, [ સક્સીડેડ ] ફતેહ પામ્યો. intransitive verb.
[ To ) cluster, ( ક્લસ્ટર ) ટોળે વળવું. intransitive verb.
Closely, [ક્લોઝ્લિ] પાસે પાસે. adverb.
Crowded, ( ક્રાઉડેડ ) ટોળાં ને ટોળાં ગયાં, intransitive verb.
Terrified, (ટેરિફાઈડ ) ધાસ્તી પામેલી past participle.
Escape, ( ઍસ્કેપ ) છુટકો, બચાવ. noun.
( Would ] endertake. [અન્ડર્ટેક] માથે લે. transitive verb.
Storing up, [ સ્ટોરિંગ અપ ) ભરી રાખવું. transitive verb.
Interesting, (ઈન્ટરેસ્ટિંગ) મનોરંજક, રમુજી. adjective.
Industrious, (ઈન્ડસ્ટ્રિઅસ) ઉદ્યોગી. djective.
Admiration, (ઍડ્મિરેશન) તાજુબી, અજાએબી. noun.
Fills with admiration, (ફીલ્સ ઉવિથ ઍડ્મિરેશન) અજાએબી પમાડેછે.'ચકિત કરી નાંખે છે.
( Has ) implanted. (ઇમ્પ્લૅન્ટેડ), મુકેલી છે. transitive verb.
Instincts, [ઈન્સ્ટિંક્ટ્સ] પ્રેરણાબુદ્ધિ. noun.

Preservation, [પ્રિઝર્વેશન] રક્ષણ, બચાવ. noun.
Bee-bread, [ બીબ્રેડ ] પરાગ. noun.
Unfolds, [ અન્ફોલ્ડઝ ] ઉઘાડે છે, ઉકેલે છે.. transitive verb.
Tongue, ( ટંગ ) જીભ. noun.
(Vas ] rolled up, [ રોલ્ડ અપ ] વીંટાળેલી હોયછે. transitive verb.
Darts, ( ડાર્ટસ ) નાંખેછે, ફેંકેછે. transitive verb.
Petals, [ પેટલ્સ ] ફુલની પાંખડીઓ. noun.
Stamina, ( સ્ટૅમિના ) ફુલની અંદરના દોરા. noun.
Contracts, (કન્ટ્રૅક્ટ્સ) સંકોચે છે, ટુંકી કરેછે. transitive verb.
Directions, ( ડિરેક્શન્સ ) દીશાઓ, બાજુઓ. noun.
( Has ) lapped up, [ લૅપ્ડ અપ ] ચાટી જાયછે. transitive verb.
( Was ) lodged. [લૉજ્ડ ] મુકેલું હોય છે. transitive verb.
Confine, [ કન્ફાઇન ] આધાર રાખવો, વળગી રહેવું. transitive verb.
Likewise, [લાઇક ઉવાઇઝ ] વળી. conjunction.
Juices, [ જ્યુસિસ ] રસ. noun.
Nectar, [ નેક્ટર ] મધ, અમૃત. noun.
Feathered, [ ફેધર્ડ ] પીછાં જેવાં નરમ. adjective.
Pilfers, (પિલ્ફર્સ) કહાડી લેછે. transitive verb.
Anthers, [ ઍન્થર્સ ] ફુલમાં નરની રજો. noun.
Pollen, ( પોલન ) ભુકો. noun.
( Is ) discoloured, ( ડિસ્કલર્ડ ) બેરંગી થઇ જાયછે. transitive verb.
Wipes off, [ ઉવાઇપ્સ આફ ) લુંછી નાંખે છે. transitive verb.
Brushes, ( બ્રશિઝ ) પીંછીઓ. noun.
Particle, ( પાર્ટિકલ ) રજ. noun.
Kneads, ( નીડસ ) ગુંદેછે. transitive verb.
Laiden, ( લેડન ) લીધેલી. past participle.
Disgorges, ( ડિસ્ગૉર્જિસ ) ઓકી કાઢેછે. transitive verb.
Honey comb, ( હનિકોમ ) મધપૂડો. noun.

Destined, (ડૅસ્ટિન્ડ ) મુકરર કરી મુકેલો. past participle.
Packing, [પૅકિંગ] દાબી દાબીને. present participle.
Combs, ( કોમ્સ ) મધપુડા. noun.
Arranged, [ ઍરેન્જડ ] ગોઠવેલા. past participle.
Convenient, ( કન્વીન્યંટ ) સગવડ ભરેલું. adjective.
Is ) secreted, ( સિક્રીટેડ ) જુદું પડેછે, નિકળે છે. transitive verb.

# LESSON XLII.



Glorious, ( ગ્લોરિઅસ ) પ્રતાપી, તેજસ્વી. adjective.
Sultry, ( સલ્ટ્રિ ) ગરમ. adjective
Oppressive, ( આપ્રૅસિવ ) ત્રાસદાયક, સખ્ત. adjective.
Closing, ( ક્લોઝિંગ ) બંધ કરીને, બીડી દઇને. past participle.
Coloured, ( કલર્ડ ) રંગબેરંગી. adjective.
Fold up, [ ફોલ્ડ ) બીડાઈ જાયછે.
Stalk, ( સ્ટૅાક ) ડાંખળી. noun.
Return, ( રિટર્ન ) પાછું આવવું. noun.
Grove, ( ગ્રોવ ) કૂંજ, ઘટા. noun.
(Have) ceased, (સીઝ્ડ ) બંધ કરયું છે. transitive verb.
Warblings, (ઉવૅાર્બ્લીન્ગસ) ગાયન ગાવું. noun.
Chickens, [ચિકન્સ] મરઘીના બચ્ચા. noun.
Farm-yard, (ફાર્મ યાર્ડ. ) ખેડુતનો વાડો. noun.
(Are) gathered, [ ગૅધર્ડ ] ટોળે મળ્યા છે. verb.
At rest, (ઍટ રૈસ્ટ ) આરામ લેછે, ઉંઘે છે.
Murmur, (મર્મર) ગણુગણાટ. noun.
Honeyed, ( હનીડ ) મધવાળું. adjective.
Wood bines, ( ઉવુડ્બાઇન્સ) એક જાતનું લાકડું. noun.
(Have) finished, [ ફિનિશ્ડ ] પૂરૂં કર્યું છે. intransitive verb.
Lie close, ( લાઈ ક્લોઝ ) લપાઈ બેસેછે.

Waxen, ( ઉવૅક્સન ) મીણવાળા. adjective.
Fleeces, ( ફ્લીસીઝ ) ઉન. noun,
Bleating, [ બ્લીટિંગ ] બેં બેં કરવું. noun.
No longer, ( નો લૅાન્ગર ) વધારે નહીં.
Resounds, ( રિઝાઉન્ડ્ઝ ) પાછો અવાજ થાય છે. intransitive verb.
Multitude, ( મિલ્ટિટયુડ ) લોક. noun.
Children at play, રમતાં છોકરાં.
Trampling, ( ટ્રૅમ્પ્લન્ગ ) ચમ્પકારા. દબાણ. noun.
Hurrying, ( હરીંગ ) ઉતાવળે ચાલતાં. past participle.
To and fro, [ ટુ ઍન્ડ ફ્રો ) અહિં તહિં, આમ તેમ.
Smith's ( સ્મિથ્સ ) ધાતુ ઘડનારનો noun.
Anvil, (અન્વિલ ) એરણ. noun.
Harsh, ( હાર્શ ) ખડબચડું, કઠોર. adjective.
Saw, ( સૅા ) કરવત. noun.
Quiet, ( ક્વાયટ ) સ્વસ્થ. આરામનું. adjective.
Infant, (ઇન્ફન્ટ) બાળક, બચ્ચું. adjective.
Security, ( સિક્યુરીટિ ) બીન ધાસ્તી, નિર્ભયતા. noun.
( Is ) spread, ( સ્પ્રેડ ) ફેલાયુ છે, પથરાયુ છે. transitive verb.
Sunk in sleep, ( સન્ક ઇન સ્લિપ ) નીદ્રાવશ થયા છે.
Approaches, ( ઍપ્રોચિસ) પાસે આવે છે. transitive verb.
Sunshine, ( સનશાઇન ) સુર્ય પ્રકાશ, તડકો. noun.
Twinkling, ( ટિવંક્લિંગ ) ચળકતો. present participle.
Watches, ( ઉવૉચિઝ ) ચોકી કરે છે. તપાસ રાખે છે. verb.
Continually, ( કન્ટિન્યુઅલિ ) હમેશ, નિરંતર. adverb.
( Is ) stretched out ( સ્ટ્રૅચ્ડ આઉટ )લંબાવેલો છે.
(To ) refresh, ( રિફ્રૅસ ) તાજાં કરવા. transitive verb.
Weary, ( ઉવીરિ ) થાકી ગએલા. થાકેલા. adjective.
Stills, ( સ્ટિલ્સ ) ચુપ-શાંત રાખેછે.
( May be )disturbed,( ડિસ્ટર્બ્ડ ) ખલેલ-હરકત થાય. transitive verb.

Draws, (ડ્રૉઝ) ખેંચેછે, નાંખેછે. transitive verb.
Curtains, (કર્ટન્સ ) ચક, પડદા. noun.
Shuts out, (શટ્સ આઉટ ) પેસવા દેતી નથી, અટકાવે છે.
Hushed, (હશ્ડ) મૂંગી. adjective.
Strike, ( સ્ટ્રાઇક] લાગે છે. transitive verb.
Eyelids, ( આઇલિડ્ઝ ] આંખનાં પોપચાં, noun.
Smell, ( સ્મેલ ) વાસ આવે છે. intransitive verb.
Warble, ( વૉર્બલ્ ) ગાયછે. transitive verb.
Praise, [પ્રેઝ] વખાણ. noun.

## LESSON XLIII.



Radiant, (રેડિઅન્ટ) ચળકતો. adjective.
(Shall) seek, (સીક્) શોધ કરીશું, ખોળીશું. intransitive verb.
(Shall) weep, (વીપ) રડીશું, રૂદન કરીશું. transitive verb.
Orange, [ઑરેન્જ] નારંગીનું ઝાડ. noun.
Blows, ( બ્લોઝ ) ખીલેછે. intransitive verb.
Fire-flies, (ફાયર્-ફ્લાઇઝ) આગીઆ. noun.
Myrtle, (મર્ટલ ) મેંદી. noun.
Feathery, (ફેધરિ) પીંછાં જેવાં પાત્રાવાળાં. adjective.
Date, (ડેટ) ખજુર. noun.
Sunny, (સનિ) તડકાવાળાં. adjective.
Glittering [ગ્લિટરિંગ] ચળકતાં. adjective.
Fragrant, (ફ્રેગ્રન્ટ) ખુશબોદાર adjective.
Perfume, (પર્ફ્યુમ) ખુશબોદાર કરે છે. transitive verb
Breeze, [બ્રીઝ ) પવનની લેહેર. noun.
Strange, (સ્ટ્રેન્જ ) વિચિત્ર. adjective.
Starry, (સ્ટારી) તારા જેવી ચળકતી. adjective.
Bear, [બેર] ધારણ કરેછે. transitive verb.
Hues, (હ્યુઝ) રંગ. noun.

Glorious, (ગ્લોરિઅસ) વખાણવાળી, મહીમાવાળી. adjective.
Wander, (વૅન્ડર.) વેહેછે. transitiv verb.
Burning, ( બર્નિન્ગ ) ભભકતા. adjective.
Rays, (રેઝ) કિરણો. noun.
Ruby, [રૂબી] માણેક. adjective.
Diamond, [ડાયમન્ડ] હીરો. noun.
Lights up, [લાઇટ્સ અપ] પ્રકાશીત કરેછે. transitive verb.
Secret, (સીક્રેટ) ગુપ્ત, અંધારી. adjective.
Pearl, (પર્લ ) મોતી. noun.
Gleams, (ગ્લીમ્સ) ચળકી રહેછે. transitive verb.
Coral, (કોરલ) પરવાળાના. adjective.
Strand, ( સ્ટ્રૅન્ડ ) કિનારો. noun.
Dreams, (ડ્રિમ્સ) સ્વપ્નાં. noun.
(Can) picture, (પિક્ચર) વિચાર આવી શકે. transitive verb.
Breathe, [બ્રીધ] ફુંક મારવી. transitive verb.
Fadeless, (ફેડલેસ) અમર, નહીં કરમાય એવું. adjective.
Bloom, (બ્લુમ) જોબન, બાહાર, જુવાની. noun.
Tomb, (ટુમ) કબર. noun.

## LESSON XLIV.



Changes, (ચેન્જિસ) ફેરફાર. noun.
Allegory, (ઍલિગરિ) અન્યોક્તિ, રૂપક. noun.
Wonderfully, (વન્ડરફુલિ) અજાયબ જેવી રીતે. adverb.
Populous, (પૉપ્યુલસ) ભરવસ્તીથી વસેલું, વસ્તીવાળું. adjective.
(Had been) founded, ( ફાઉન્ડેડ ) સ્થપાયું હતું. transitive verb.
Mighty, (માઇટિ) માતબર, મોટું. adjective.
Subject, (સબ્જેક્ટ) વિષય, બાબત. noun.
Slightest, (સ્લાઇટેસ્ટ) જરાપણ adjective.

Vestige, ( વેસ્ટિજ ) નીશાની, noun
Demanded, ( ડિમાન્ડેડ ) પુછ્યું. verb
Former ( ફ્રૉમૅર ) આગલી, જુની, પેહેલાંની adjective
Site ( સાઇટ ) સ્થળ, જગા. noun.
(Had been) destroyed, (ડિસ્ટ્રૉય્ડ) નાશ થયો હતો. transitive. verb.
In sooth, ( ઈન સુથ ) ખચિત્ત ખરેખર.
Strange, ( સ્ટ્રેન્જ ) નવાઈ જેવો, તરેહવાર. adjective.
Behold, ( બિહોલ્ડ ) જેવું. transitive verb.
Of old, ( ઑફ ઓલ્ડ ) પેહેલાં. adverb.
Splendid, ( સ્પ્લૅન્ડિડ ) રળીયામણું, શોભાયમાન. adjective.
Party ( પાર્ટિ ) ટોળી. noun.
Fishermen ( ફિશરમૅન ), માછીઓ, noun.
Inquired of, ( ઈન્કવાયર્ડ ઑફ ) પૂછ્યું. transitive verb.
( Had been ) covered, ( કવર્ડ ) ઢંકાઈ ગયું હતું. transitive verd.
(Had) disappeared,(ડિસઍપીયર્ડ)અલોપ થયો હતો. intransitive verb.
( Had ) taken place, ( ટેકનપ્લેસ ) બન્યું હતું. intransitive verb.
Lapse, ( લેપ્સ ) મુદત. noun.
Flourishing, ( ફ્લરિશિંગ ) મોટું, આબાદ. adjective.
Rich. ( રિચ ) ભરપુર. adjective.
Fain, ( ફેન ) ખુશીથી. adjective.
(Would have) informed. (ઈન્ફૉર્મ્ડ) જણાત, જણાવતે. transitive,. verb.
Concerning, ( કન્સર્નિંગ ) વિષે, સબંધી. present participle,
Origin, ( ઑરિજિન ) મૂળ. noun,
Rise, ( રાઈઝ ). મુળ. noun.
Remote, ( રિમોટ ) પુરાતન. ઘણા adjective
Antiquity, ( ઍન્ટિક્વિટિ ) અસલી વખત. પુરાતન કાળ. noun.

## LESSON XLV.



(To) recommend, (રેકમેન્ડ) ભલામણ કરવી. transitive verb.
Hornpipe, (હૉર્નપાઇપ) એક જાતનો નાચ. noun.
Gay-rigged, [ગેરિગ્ડ] સારી રીતે સામાનથી પુરૂં પાડેલું. adjective.
Pleasant, (પ્લેઝન્ટ) ખુશકારક. adjective.
(To) gaze on, (ગેઝ ઑન) જોવાને. verb.
Vessel, [વેસલ] વહાણ. noun.
Ballast, [બૅલસ્ટ] ભાર, નેહાવ, નીરમ. noun.
Means, [મીન્સ] હથીયાર, સાધન. noun.
Destruction, [ડિસ્ટ્રક્શન] નુકશાન, નાશ. noun.
[May] attract, (ઍટ્રૅક્ટ) ખેંચે. transitive verb.
Attention, (ઍટેન્શન) ધ્યાન. noun.
Principle, (પ્રિન્સિપલ) વર્તનનીતિ, ધોરણ. noun.
(To) direct, (ડિરેક્ટ) દોરાવવું, કામે લગાડવું. transitive verb.
Talents, (ટૅલન્ટ્સ) બુધ્ધિ. noun.
[May] lead, [લીડ્] દોરવી લઈ જાય. transitive verb.
Of necessity, [ઑફ્ નેસેસિટિ] જરૂર કરીને.
Promising, [પ્રૉમિસિંગ] સારો નીવડે એવો. adjective.
Honestly, ( ઑનેસ્ટ્લિ ) પ્રમાણિકપણે. adverb.
Behave, (બિહેવ) વર્તવું, ચાલવું. transitive verb.
Understanding, ( અન્ડરસ્ટૅન્ડિંગ ) સમજ. noun.
Teachable, [ટીચેબલ] શીખી શકે એવો. adjective.
Patient, (પેશન્ટ) સહનશીલ, ધીરજવાળો. adjective.
Industrious, [ઇન્ડસ્ટ્રિઅસ) ઉદ્યોગી. adjective.
Persevering, [પર્સિવીઅરિંગ] ખંતીલો. adjective.
[Will] match, (મૅચ ) બરોબરીઓ કરીશ. transitive verb.
In the long run, આખરે, પરિણામે, છેવટે.
Deficient, [ડિફિશ્યન્ટ) અપુર્ણ, અધુરો. adjective.
Qualities, (ક્વૉલિટીઝ) ગુણ. noun.

Mind, ( માઇન્ડ ) ધ્યાનમાં રાખવું. transitive verb.
Undervalue, (અન્ડરવૅલ્યુ) હલકું ગણવું. transitive verb.
Unprofitable, ( અનપ્રૉફિટેબલ ) ફાયદા વગરની. adjective.
Station, ( સ્ટેશન) પદ્વી; હાલત, noun.
Ability, ( ઍબિલિટિ ) કુશળતા, શક્તિ. noun.
Hand in hand, સાથે સાથે.

---

## LESSON XLVI.



Labour, ( લેબર ) શ્રમ; મેહેનત. noun.
Merry, ( મેરિ ) આનંદી. adjective.
Comrades, [ કૉમ્રેડસ ] સોબતી; સાથી. noun.
(Is) done, ( ડન ) પુરૂં થયું. transitive verb.
Desponding, [ ડિસ્પૉન્ડિંગ ] નિરાશી, નાઉમેદી. past noun.
Repining, ( રિપાઇનિંગ ) ગણગણાટ. past noun.
Leisure, ( લીઝર-લેઝર ) નવરાસ, ફુરસદ. noun.
Toil, [ ટૉઇલ ] શ્રમ, મેહેનત. noun.
( Must be ) bought, ( બૉટ ) ખરીદાવી જોઇએ. transitive verb.
(Was) accomplished, ( ઍકૉમ્પ્લિશ્ડ ) સંપાદન થયું. transitive verb.
Hand and thought, તન અને મન.
All-holy, ( ઑલહોલિ ) તદ્દન પવીત્ર. adjective.
Framed, ( ફ્રેમ્ડ ) કીધાં, બનાવ્યાં. transitive verb.
Foundation, [ ફાઉન્ડેશન ] પાયો. noun.
(Was) won, ( વન ) ઉત્પન્ન થઇ. transitive verb.

---

## LESSON XLVII.



Lion, (લાયન) સિંહ noun.
Echo, [એંકો] પડઘા, પ્રતિશબ્દ. noun.
Repeated, (રિપીટેડ) પાછા બોલાયલા. past participle.
Nevertheless, [નેવધિલેસ] છતાં. adverb.
Certain, (સર્ટેન) ખાતરીવાળો, ચોક્સ. adjective
Strikes, (સ્ટ્રાઇક્સ) અથડાયછે. transitive verb.
Surface, (સર્ફેસ) સપાટી. noun.
[To] mock, (મૉક) મશ્કરી કરવી. transitive verb.
Fable, (ફેબલ્) વાત. noun.
[Is] supposd, [સપોઝ્ડ્] ધારવામાં આવ્યો છે. transitive verb.
(To) mistake, (મિસ્ટેક) ખોટું ધારવું, ભૂલ કરવી. transitive verb.
Creature, (ક્રીચર) પ્રાણી. noun.
Bravest, (બ્રેવેસ્ટ) સૌથી બહાદુર. adjective.
Title, (ટાઇટ્લ) પદ્વિ, ખીતાબ, હક. noun.
Undisputed, [અનડિસ્પ્યુટેડ] વાંધો ન લેવાય એવો. past participle.
Wide, [ઉવાઇડ] બોહોળું, વિશાળ. adjective.
Domains, (ડુમેન્સ) રાજ્ય. adjective.
Prowled, [પ્રાઉલ્ડ] ભમતો હતો.
Pursuit, (પર્સૂટ) પાછળ લાગવું તે. noun.
Booty, [બુટિ] શિકાર; લૂટ. noun.
Growled, [ગ્રાઉલ્ડ] પોકાર કરતો હતો. transitive verb.
Cave, [કેવ] ગુફા. noun.
Tones, (ટોન્સ) અવાજ. noun.
Grave, (ગ્રેવ) ગંભીર. adjective.
His majesty, (હિઝ મૅજેસ્ટિ) સિંહરાજ.
Surprised, (સર્પ્રાઇઝ્ડ) આશ્ચર્ય પામ્યો. past participle.
Reflection, (રિફ્લેક્શન) વિચાર. noun.

As stern, ( એઝ સ્ટર્ન ) તેવાજ મિજાસથી.
Tremble, [ ટ્રેમ્બલ ] ધ્રુજવું. intransitive verb.
Laconic, ( લેકોનિક ) ટુંકામાં બોલનાર. adjective.
Elf, [ એલ્ફ ] સેતાન. પિશાચ. noun.
Durst, ( ડર્સ્ટ ) હિમ્મત ધરેછે. intransitive verb.
Vile, [ વ્વાઇલ ] નીચ. adjective.
Pretender, ( પ્રિટેન્ડર ) ખોટો દાવો કરનાર. noun.
Jealous, ( જેલસ ) અદેખો, બીહીક રાખીને. adjective.
Reign, ( રેન ) રાજ્ય. noun,
Rage, ( રેજ ) ગુસ્સો. noun.
Incensed, ( ઇન્સેન્સ્ડ ) ખીજવાઇ ગયેલો. past participle.
Chafed, ( ચેફડ ) રાતો પીળો થયો, transitive verb.
Foamed, [ ફોમ્ડ ] રાતો પીળો થયો. intransitive verb.
Spacious, [ સ્પેસ્યસ ] મોટું; બોહોળું, વિશાળ. adjective.
Roamed, ( રોમ્ડ ) ભટક્યો. intransitive verb.
Rival, ( રાઇવલ ) સામાવાળીઓ, હરીફ. noun.
Throne, ( થ્રોન ) ગાદી; તખ્ત. noun.
Dispute, [ ડિસ્પ્યુટ ] હક કરવો-દાવો કરવો. transitive verb.
Listened, ( લિસન્ડ ) સાંભળતું હતું. intransitive verb.
While, [ ઉવ્હાઇલ ] વખત.
Addressed, [ એડ્રેસ્ડ ] કહ્યું. transitive verb.
Liege, ( લીજ ) મહારાજ, સાહેબ. noun.
Humbly, (અમ્બ્લિ ) નમ્રતાથી. adverb.
Make bold. ( મેક બોલ્ડ ) હિમ્મત કરૂંછું.
Phantom, ( ફેન્ટમ ) અભાસ, ભાસ, કલ્પના. noun.
Alarms, (એલાર્મ્સ ) ધાસ્તીમાં નાંખે છે. transitive verb.
Royal, [ રૉયલ ] બાદશાહી. adjective.
Imaginary, ( ઇમેજનાર ) કાલ્પત. adjective.
Scare ( સ્કેર ) બીવડાવે છે. transitive verb.
Timorous ( ટિમરસ ) બીકણુ, adjective.
Real ( રિઅલ ) ખરેખરી, adjective

---

# પાઠ ૧ લો.

---

## વખત ( વિશે. )

સુર્યની ગતી દિવસનો વખત બતાવે છે. જ્યારે સૂર્ય ઉગે છે, ત્યારે આપણે તેને સવાર કહીએ છીએ; જ્યારે તે આપણા માથા ઉપર ઘણીજ ઉંચાઇએ ( છેક ઉંચે ) આવે છે, ત્યારે આપણે તેને બપોર અથવા મધ્યાન કહીએ છીએ, જ્યારે તે આથમે છે, ત્યારે આપણે તેને સાંજ કહીએ છીએ. અને જ્યારે જે ઝળઝળુ સૂર્ય અસ્ત પછી રહે છે, તે જતું રહ્યું હોયછે ત્યારે આપણે તેને રાત કહીએ છીએ: આ વખતના કુદ્રતી ભાગોછે.

અમે ઇંગ્રેજ લોકો દિવસના કલાકમાં ભાગ કરીએ છીએ. દરેક દિવસના ચોવિસ કલાક હોય છે. દિવસનો પહેલો બારમો કલાક મધ્યાન અથવા બપોર કહેવાય છે. અને બીજો બારમો કલાક અથવા રાતે બાર વાગે તે મધ્યરાત્રી કહેવાય છે.

અમે દરેક કલાકના મીનીટમાં ભાગ કરીએ છીએ. અને દરેક મીનીટના સેકંડમાં કરીએ છીએ. એક સેકંડ સારા તંદુરસ્તીવાળા માણસની નાડીના એક ધબકારા બરોબર છે. જો તમો સાઠ ઘણી ઉતાવળથી નહી ગણો તો, તમને એવું માલમ પડશે કે એક મીનીટ પુરી થઈ છે.

એમ છતાં ખુલ્લુ છે કે સુધરેલી મંડળીઓમાં માણસો આના જેવી વખત માપવાની અચોકસ અને અવધડ ભરેલી રીતથી સંતોપ પામશે નહી.

પહેલાં લોકો તેઓનો વખત માપવાને રેતીના ઘડીઆળ વાપરતા હતા.

રેતીના ઘડીઆળના સાંકડી ગરદનથી જોડાયેલા બેપોલા ભાગ કરેલા હોય છે. ઉપલા ભાગમાં એક કલાકની દરમ્યાનમાં નીચલી શીશીમાં ગળી રહેવાને પુરતી રેતી ભરેલી હોય છે. જ્યારે રેતીનો છેલો દાણો પડી રેહે છે, ત્યારે તમે તે કલાકના ઘડીઆળને ફેરવો છો; અને રેતી તરતજ પહેલાંની માફક તે ગરદન માંહેથી પડવાને શરૂ કરે છે. ગ્રીક અને રોમન લોકો પાણીના ઘડીઆળવડે એક સરખી રીતે વખત માપતા. અને તળીએ એક નાનું કાણું પાડેલુ પાણીથી ભરેલું એક વાસણ હતું, તે પાણી માંહેથી ગળી પડતું. અને તે વાસણને અમુક વખતની અંદર ખાલી કરી મુકતું.

આ રીતે માણસો કલાક અથવા વખતની બીજી કોઇ લંબાઈ માપી

શકતા. પણ જે પળે તે ખાલી થતું તે વખતે જો તેઓ રેતીનું ઘડીઆળ ઉથલાવવાને અથવા પાણીનું ઘડીઆળ ફરીને ભરવાને તપાસ નહી રાખતા તો તેઓ પોતાની ગણત્રી ખોતા.

બીજી રીત જે તડકો મધ્યાન તરફ ધીમે ધીમે ટુંકો થતો અને સૂર્ય અસ્ત તરફ વધતો દિવસની દરમ્યાનમાં પશ્ચિમથી પુર્વ ફરે છે તે તડકામાં મુકેલા પદાર્થથી પડેલા છાયાને જોઇને કહેવાની હતી.

છાયા યંત્ર નામનું યંત્ર આ કામને માટે પહેલાં સાધારણ ઉપયોગમાં આવતું. તે આગળ નીકળી આવેલી સળી અથવા કાંટાથી જડેલું એક મેજ છે, જે સળી અથવા કાંટાનો છાયો જેમ જેમ તે આસપાસ ફરે છે તેમ તેમ તે દિવસનો વધારો બતાવે છે. કલાકની નીશાનીઓ કરેલા મેજ ઉપર લીટીઓ દોરેલી હોય છે, અને જેમ તે કાંટાનો છાયો એક પછી એક લીટી પર પડે છે, તેમ કેટલાક કલાક થયા છે, તે જોવું સહેલું છે. પણ તે છાયા યંત્ર જે દેશોમાં સુર્ય ઘણું કરીને વાદળાં રહીત હોય છે, તે દેશોને ફકત લાયક કરેલું છે. ઇંગ્લાંડ દેશમાં કે જ્યાં સુર્ય વાદળાંવાળા આકાશને લીધે ઘણા દીવસ સુધી વારંવાર દેખાતો નથી ત્યાં તે ઘણા ઉપયોગનું થઈ ન પડત.

મોટાં તથા નાનાં ઘડીઆળો ઘણીજ વધારે ઉપયોગી શોધ છે. કારણકે તેઓ હમેશાં જોઈ શકાય છે. અને તેઓ કલાક પુરો થયો એટલું બતાવે છે, એટલુંજ નહી પણ કયો કલાક અને કેટલી મીનીટ થઈ છે તે ( બતાવે છે. ) પણ જો આપણે જે કલાક તથા મીનીટ તેઓ બતાવે છે, તે આપણે ગુમાવીએ તો સઘળાં નાનાં તથા મોટાં ઘડીઆળો આ દુનીઆમાં કંઈ કામનાં નથી. જ્યારે ઉદ્યોગી થવાની ફરજ છે, ત્યારે જો આપણે આળસુ થઇએ તો આપણે આપણા કલાક તથા મીનીટ ગુમાવીએ છીએ.

વખતને પાંખોવાળા તથા તાળ પડેલા પણ કપાળ ઉપર વાળના એક ગુચ્છા વાળા ઘરડા માણસનું રૂપ આપેલું છે. તેના હાથમાં દાતરડુ તથા રેતીનું ઘડીઆળ હોય છે. એનો અર્થ એવો થાય છે, કે જે વખત માણસો દુનીઆમાં હયાત હતા, તે પહેલાં ઘણા જૂના વખતનો હયાત હતો, તે વખત જલદીથી ઉડી જાય છે. અને તેને પકડી રાખવો મુશ્કેલ છે. ડાહ્યા માણસો અને તેઓ એકલાજ તેને આગળના ગુચ્છાથી પકડે છે; એટલે વખતને નકામો જવા દેતા નથી. તેના દાતરડાવડે વખત સઘળી નાશવંત વસ્તુ અને ગમે તેવી કીર્તીવાળી અથવા જબરી હોય તો પણ કાપેછે.



## પાઠ ૨ જો.

નાની કુમારીકા! ખુશકારક તડકો લેઇને મધમાખીને માટે મધ લેઇને, ઝાડને માટે મોહોર લેઇને, ફુલ લઇને, પાંદડાં લેઇને હું આવું છું.

જ્યાં સુધી હું આવું ત્યાં સુધીનો વખત ટુંકો છે. (મને આવવાને વખત થોડો છે.)

હું આવુ છું, હું આવુ છું. સાંભળ! નાની મધમાંખ ગણ ગણ કરે છે. જો! ચંડોળ પક્ષી ચળકતા અને તડકાવાળા આકાશમાં ઉંચે ઉડે છે, અને મચ્છરો ઉડવા માંડે છે. નાની કુમારીકા, હમણાં વસંતરૂતુ છે.

જુઓ! પીળા કેટકીન નામનાં ફુલો બધા પાતળાં વીલો નામનાં ઝાડને ઢાંકી નાખે છે. અને એવાં લીલાં લીલવાળા કીનારાપર તારા જેવા ચળકતા પ્રીમરોઝ નામના ફુલો જોવામાં આવે છે. દરેક નાનો ઝરો ચળકતો છે. સઘળાં વાડીનાં ઝાડો ધોળાં છે.

સાંભળ! નાનાં ઘેટાનાં બચ્ચાં બેં બેં કરે છે. અને એલ્મ્સના ઝાડોમાં કાકા કરતું કાગડાનું અવાજ કરતું ટોળું મળે છે. અને સઘળાં પક્ષી મોટેથી ગાય છે. અને પેલું ધોળું પતંગીઉં તડકામાં સડસડાટ કરતું જાયછે. પૃથ્વી અને આકાશ તરફ તારી નજર ફેરવ! તારી મોજ મજા તથા ખોરાકને માટે પરમેશ્વરે તારા માટે વસંત રૂતુ આપી છે, પક્ષીઓને તેઓના મધુર ગાયનો શીખવ્યાં છે, પૃથ્વીને કપડાં પહેરાવ્યાં છે, અને આકાશને વાદળાં રહીત કરેલાં છે. આભારમાં તારો આત્મા નાંખ. (તું તેનો આભાર માન.



## પાઠ ૩ જો.

---

### દુનિઆનું વર્ણન.

મહાસાગર પૃથ્વીની સપાટીના ત્રણ ચતુર્થાસ ભાગને ઢાંકી નાંખે છે એવું માનવામાં આવ્યું છે. પણ ઉત્તર અને દક્ષિણ ધ્રુવની આસપાસ નહી સોધાએલા કેટલા મોટા દેશો છે, જે દેશો અતીશય ટાઢને લીધે કદાચ આપણને હમેશાં અજાણ્યા રહેશે.

સુકી જમીનના આટલાંટીક તથા પાસિફીક મહાસાગરને લીધે બે મુખ્ય ભાગ અથવા ખંડ પડેલા છે, જેમાં એક બીજા કરતાં ઘણોજ મોટા છે, મોટા ખંડમાં યુરોપ, આફ્રીકા અને એશીઆનો સમાવેશ થાયછે.

નાનો ખંડ અમેરિકા છે. આસ્ટ્રેલિઆનો મોટો ટાપુ પણ ખંડ ગણી શકાય. કોલંબસે અમેરિકાની શોધ કરી ત્યાર પછી અમેરિકા "નવી દુનીઆ" કહેવાય છે, અને મોટો ખંડ "જુની દુનીઆ" કહેવાય છે.

એશિઆ મોટાખંડના ભાગોમાં સૌથી મોટો છે. તે સુધારાની તથા સરકારની બેઠક હતી. અને યુરોપ અત્યાર સુધી જંગલી લોકોથી વસેલું હતું. વળી આપણને માનવાનું કારણ છે કે યુરોપની મોટી પ્રજાઓના બાપ દાદાઓ (ગ્રીક લોકો, રોમન લોકો, જર્મન લોકો, સ્લેવોનીઅન લોકો,) તેમજ ઇરાની, અરબી, અને હીંદુ લોકોના પુર્વજો એશીઆમાં રહેતા હતા. તેટલા માટે તેનું પહેલું વર્ણન કરવામાં આવશે.

એશિઆ બરફવાળા ઉત્તર મહાસાગરથી ભૂમધ્ય રેષાના ગરમ દેશો સુધી ફેલાય છે, તે પહાડી દેશની જે મોટી પટી પશ્ચિમમાં એન્ટોલિઆ અથવા એશિઆ માઈનોરથી ઈશાન કોણમાં બેહરીંગની સામુદ્રધુની સુધી ફેલાયછે, તેનાથી ઓળંગાયેલો છે. આ પહાડી મુલકોની ઉત્તરે "સ્ટેપ્સ" નામના મોટા મેદાનો છે, જેના ઉપર જંગલી તાર્તરો જો કે રૂશીઆનો સેનશાહ તેઓનો રાજા છે, એવો હક કરે છે, તોપણ કોઈ પણ મુકરર રાજ્ય સિવાય ઢોર અને ઘોડાનાં ટોળાં લેઈને ભટકે છે. આ ઉજડ અને અપ્રસિદ્ધ મુલકની નૈરૂત્ય દિશાએ કેસ્પીઅન અને એરેલીઅન નામના દેશની અંદર આવેલા સમુદ્રો છે, જે ઉપર રશિયન લોકોના લડાઈનાં વાહાણો અને આગબોટો રહે છે. કેસ્પિઅન સમુદ્રના પૂર્વે બોખારામાં તાર્તરખાનનું રાજ્ય ચાલે છે, રશિઆ અને પૃશિઆ ઈન્ડીઆ સાથે પુસ્કળ વેપાર ચલાવે છે.

કાળા અને કેસ્પિઅનસમુદ્રોની વચ્ચે કોકેસસ પર્વતની ઉંચી હાર જંગલી જોરજીન અને સરકેશીઅન જાતોથી વસેલી છે, અને તે જાતો ઘણા વખત સુધી બહાદુરાઈથી રૂશીઆના બાદશાહ સામે થઈ હતી, અને હાલ ઘણું કરીને જીતાયેલી છે. તેજ મુલકમાં આરમેનીઅન લોકો એક ક્રીશ્ચીઅન પ્રજા છે, તે રહે છે. અને તેના વેપારીઓ એશિઆ ને યુરોપના સઘળા ભાગમાં ધમધોકાર વેપાર કરેછે. નૈરૂત્ય દિશામાં એન્ટોલીઆ અને સીરીઆ એશીઆના પહાડી મુલકના ભાગ છે. તેઓ એક વાર વસ્તીવાળાં તથા પૈસાદાર હતાં. તેઓની જમીન ફળદ્રુપ હતી. ને વેપાર બોહોળો હતો. પણ ખરાબ ટુર્કી રાજ્યના અમલ નીચે તેઓ ગરીબ અને ઉજડ થઈ ગયાં છે. લોકો ઘણું કરીને ક્રિશ્ચિઅન, મેહોમેડન, અથવા જ્યુ લોકો છે. પેલેસ્ટાઈન કે જેમાં જેસસ ક્રાઈસ્ટ રહેતો અને પોતાના શિષ્યને શિખવતો, તેને ક્રિશ્ચિઅન લો-

કો "તીર્થની જગ્યા" (હોલી લેન્ડ) કહે છે. જેરૂસલમ દુનિઆના ઘણાજ જુના શેહેરોમાનું એક છે.



## પાઠ ૪ થો.

---

### એશિઆ ( ચાલુ. )

એશિઆના પહાડી મુલકોમાં પશ્ચિમમાં ઇરાનનો ઉંચો સપાટ દેશને પૂર્વે તિબેટનો ઉંચો સપાટ દેશ એવા બે મોટા મેદાન છે. તેઓના પર્વતોના હિંદુકુશ, હિમાલયને બીજા થોડી જણાયેલી હારોના સંગમથી બનેલા સમુદાયને લીધે એક બીજાથી ભાગ પડેલા છે.

ઇરાનનો ઉંચ પ્રદેશ જે સુકો અને ઘણો ખરો ઉજડ મુલક છે, તે ઍન્ટોલીઆથી ઇન્ડસ સુધી ફેલાય છે. તે ઇરાની લોકોથી જે એકવાર ઘણી સતાવાળી પ્રજા હતી, ને હમણાં પડી ભાગી છે, અને કેટલી ક્રુર પહાડી જાતોથી વસાયેલો છે, જેમાંના અફગાન તથા બલુચી લોકો મુખ્યછે. ઇરાનના અખાતના કિનારા ઉપર યુફ્રતીસના મુખ આગળના નીચ પ્રદેશ પણ ઇરાનના તાબે છે. ઇરાની વેપારીઓ ઇન્ડીઆમાં ઘોડા, સેત્રંજીઓ, રેશમી કપડાં, સાલો મોકલે છે. તેઓ ધર્મે મુસલમાન છે.

તિબેટ ઉંચો, ઉજડ ઉંચાણમાં આવેલો પ્રદેશ છે, જેની ફક્ત દોલત સાલ બનાવવાના ઉનવાળા ઘેટામા રહેલી છે. તેના મોટા હિમાલય પર્વતને લીધે ઇન્ડીઆથી ભાગ પડેલા છે. અને તેમાં સિંધુ અને બ્રહ્મપુત્રા નદીઓનાં મૂળ છે. તેના લોકો બુદ્ધ ધર્મના છે, જેઓના રાજા અને મહાન પાદરી લામા કહેવાય છે.

તિબેટની પૂર્વે દુનિઆના ઘણાજ વસ્તીવાળા દેશ ચાઇનાના મોટા મેદાનો છે. ચાઇનીઝ લોકો ચંચળ, ઉદ્યોગી, બુદ્ધીવાળા પણ મગરૂર ને હઠીલા લોકો છે. તેઓ ચતુરાઇથી લાકડાં ને હાથીદાંત કોતરે છે. તેઓના ચીનાઈ વાસણ જે તેમના પરથી "ચાઇના" કહેવાય છે, તે અનોપમ છે. તેઓની પાસે બંદુકનો દારૂ ને ખારવાનો હોકાયંત્ર હતાં, અને યુરોપીઅન લોકો એમાંનું એક પણ જાણતા નહોતા. ચીનના લોકો યુરોપને ચા ને રેશમ ઘણું જથાબંધ પુરૂ પાડે છે. ને તેઓને ઘણું અફીણ ઈન્ડીઆમાંથી મળે છે. પણ તેઓ પરદેશીઓના ઘણા અદેખા છે, જેમને તેઓ

'જંગલી લોકો' અને 'ભૂત' કહે છે. અને દેશના મધ્યના ભાગમાંથી બહાર કહાડી મુકે છે. ચીનની ઈશાન કોણમાં જાપાનના ટાપુ આવેલા છે. ત્યાંના લોકો ચીનના લોકોને મળતા આવે છે, પણ તેઓ વધારે માયાળુ છે.

એશિઆ ખંડ આફ્રિકા તરફ નૈરૂત્ય કોણ સુધી ફેલાય છે, જેનાથી તે છાછરા અને સાંકડા રાતા સમુદ્ર વડે ફકત જુદો પડેલો છે. ઈરાન અને રાતા સમુદ્રની વચ્ચે આવેલો અરેબિઆ રેતાળ રણ છે. આરબ લોકો તેઓના ઢોરના દૂધથી અને તેઓના પ્રખ્યાત ઘોડાની પેદાશથી રહે છે.

તેઓ એક હીમતવાન જાત છે. તેઓ પોતાની જાતની સ્વચ્છતાના, પોતાની ઉમદી ભાષાના, ને પોતાના ધર્મના મગરૂર છે. રાતા સમુદ્રની પાસે મક્કા મુસલમાન ધર્મના પવિત્ર શેહેર તરીખે પ્રખ્યાત થયેલું છે. અને મદિનામાં મહમદની કબર છે.

અગ્નિ કોણમાં એશિયાનો છેડો મલેયન અથવા ઇન્ડો ચાઈનીઝ દ્વિપકલ્પમાં આવે છે. અને તે દ્વિપકલ્પ ભૂમધ્ય રેષા સુધી પહોંચતી અને સુમાટ્રા અને મલય, આર્કિપેલેગોના બીજા ટાપુઓથી જારી રહેલી દેશની એક લાંબી સાંકડી પટી છે. જૂદી જૂદી જાતના તેનીના જથાબંધ ટાપુઓમાંથી પરદેશ ખાતે મોકલવામાં આવે છે. મલય લોકો ધર્મે મુસલમાન છે. અને ચાલમાં ક્રુર અને ખારીલા છે. તેઓ સારા ખારવા છે, પણ તેમને ચાંચીઆનો ધંધો કરવાની ટેવ પડેલી છે.



## પાઠ ૫ મો.

### ધવડાવનારા પ્રાણી—સિંહ.

બરડાની કરોડવાળા પ્રાણીના ચાર વર્ગ બનેલા છે. જેવાં કે ધવડાવનારાં પ્રાણી, પક્ષી, પેટે ચાલનારાં, અને માંછલીઓ; જેમાંનો પહેલો ઘણોજ અગત્યનો છે; કારણ કે તેમાં માણસ વર્ગ આવે છે. સઘળા ધવડાવનારાં પ્રાણી પોતાના સ્તનમાંથી તેઓનાં બચ્ચાંને ધવડાવે છે. તેઓ ઘણું કરીને પૃથ્વીપર ચાલે છે. પણ કેટલાએક ઉડી શકે છે—જેવાં કે વાગલાં; ને કેટલાએક પાણીમાં રહેછે—જેવાં કે મગરમચ્છને સીલ નામની માંછલીઓ; તેઓ બીજા વર્ગ કરતાં બુદ્ધિમાં શ્રેષ્ઠ છે. તેમાંનાં કેટલાંક—જેવાં કે કુતરા, હાથીઓ, ને વાંદરાઓ, મુખ્યત્વે કરીને તેઓની બુદ્ધિને માટે પ્રખ્યાત છે.

ધાવડાવનારા પ્રાણીના વર્ગમાંનો એક વર્ગ માંસ ખાનાર પ્રાણી કહેવાય છે. કારણ તેઓ સઘળાને માંસ ખાવાને માટે યોગ્ય કરેલા કેટલાક દાંત હોય છે. પણ આ પ્રાણીઓમાંના ફક્ત કેટલાક ખરેખર માંસ ખાઈને ગુજરાન કરે છે. તેઓ સઘળા ક્રુર, ઝડપવાળા, મજબુત પંજાવાળા છે, જેવડે તેઓ પોતાનો શિકાર ઝાલી તથા ફાડી શકે છે. કેટલાએક તેઓના પગનાં આંગળાં ઉપર ચાલે છે—જેવાં કે સિંહ ને વાઘ; કેટલાએક તેઓના પગના આખા તળીઆપર ચાલે છે, તેથી પગના તળીઆપર ચાલનારાં પ્રાણી કહેવાય છે—જેવાંકે રીંછ; અને કેટલાએક જળસ્થળ ચર પ્રાણી છે; એટલે તેઓ જમીનપર અને પાણીમાં રહેવાને સરખી રીતે લાયક કરેલાં છે—જેવાં કે ઉવૅાલ્રસને સીલ નામની માછલીઓ; સઘળાં માંસ ખાનારાં પ્રાણીમાં ઘણું ભયંકર પ્રાણી સીંહ છે, મુખ્યત્વે કરીને જે જાત આફ્રિકામાં માલમ પડે છે. તે જેમ વાઘ, ચિત્તો વાઘ, દીપડો વાઘ, અને બીજા ઘણા છે તેમ બિલાડીની જાતનો છે.

આફ્રિકાના ઘણાજ મોટા સિંહની લંબાઈ આશરે આઠ ફીટ છે. પૂછડી આશરે ચાર ફીટ છે. અને તેની ઉંચાઈ આશરે સાડાચાર ફીટ છે. તેને લાંબી અને જાડી યાળ હોય છે. તે જેમ જેમ તે વર્ષમાં વધતો જાય છે, તેમ તેમ વધારે લાંબી ને વધારે જાડી થાય છે. તેના શરીરના બાકીના ભાગપર વાળ ટુંકાને લીસા બદામી રંગના છે. માદા નર કરતાં કદમાં એક ચતુર્થાંસ ભાગ ઓછી છે, ને તેને યાળ હોતી નથી. સિંહનો આકાર ચકીત કરે એવી રીતે હિમતવાન અને ભભકાદાર છે. તેની મોટી અને ગુચ્છાવાળી યાળ જે તેની મરજીમાં આવે, ત્યારે ઉભી કરી શકે છે, તે, તેના મોટાભવાં; તેનાં ગોળ અને ચળકતાં ડોળા, જે લગાર ખીજવાયાથી ખાસ ચળકાટથી ચળકતા દેખાય છે તે;—ને તેની સાથે તેના દાંતનો ભયંકર દેખાવ—ભયંકર ભભકાનો દેખાવ તેને આપે છે, જેનું વર્ણન કરવું મુસ્કેલ છે. તેનો પોકાર મોટો ને ભયંકર છે. જ્યારે તે કાને સાંભળવામાં આવેછે, ત્યારે તે આઘેની વરસાદની ગર્જનાને મળતી આવે છે. ગુસ્સાની તેની બુમ વધારે મોટી ને તીણી છે. સિંહ, અતિશય ભૂખથી જરૂર પડે તે સિવાય કોઈ પણ પ્રાણી ઉપર ભાગ્યેજ ખુલ્લી રીતે હુમલો કરે છે, જે હાલતમાં તે કોઈ પણ ભયથી તે પાછો હઠતો નથી. પણ ઘણા પ્રાણીઓ તેનાથી દૂર રહેવાને પ્રયત્ન કરે છે, તેથી તેને લુચ્ચાઇ વાપરવાને અને પોતાનો શિકાર ઓચિંતો લેવાની જરૂર પડે છે. આ કારણને માટે તે કોઇ એક ઝાડીમાં સંતાઈ રહે છે, જ્યાં તે ભેંસ અથવા હરણ આગળ નિકળી આ-

વે છે, ત્યાં સુધી રાહ જોતો બેસે છે, અને પછી એક મોટા કુદકાથી પંદર અથવા વીશ ફૂટના છેટેથી તેના ઉપર કુદકો મારે છે, અને ઘણું કરીને તેને પહેલેજ કુદકે પકડે છે. જો તે પોતાની ધારણા ચુકે તો તે પાછળ લાગવાનું છોડી દે છે, એક સરખા પગલાથી પોતાની સંતાઇ રહેવાની જગાએ પાછો આવે છે, અને ત્યાં બીજી તક (લાગ) ને માટે રાહ જોતો પડી રહે છે. તે પોતાની સંતાઇ રહેવાની જગા ઘણું કરીને ઝરા અથવા નદીની પાસે બનાવે છે, કે તે જે પ્રાણીઓ ત્યાં પોતાની તરસ છીપાવવા આવે છે, તેમને તે પકડી શકે. સિંહ વિશે એવું કહેવાયલું છે કે જેમ જેમ તે માણસના રહેઠાણ પાસે આવતો જાયછે, તેમ તેમ સાવચેત અને વળી બીકણ થાય છે. જાણે કે તેઓના હથીઆરના જોરથી જાણીતો હોય, તેમ પોતાની કુદરતી હીંમત એટલી બધી ખુવે છે, કે તે માણસ જાતના અવાજના પડઘાથી તે બીહે છે. તે બાયડીઓ આગળથી અને છોકરાં આગળથી પણ નાશી જાય છે, અને જ્યારે તેઓને તે હેરાન કરે છે, ત્યારે ગામડાના પડોસમાં પોતાની સંતાઈ રહેવાની જગ્યા છોડી જાય છે, એવું જણાએલું છે. તેનો સ્વભાવ એવો છે કે તે કંઇ પણ કેળવણી લેઇ શકે છે. તે સારી રીતે જણાએલી ખરી વાત છે કે જંગલી પશુના પાળનારાઓ વારંવાર તેની સાથે રમે છે, તેની જીભ ખેંચે છે, તેને દાંતથી પકડે છે, અને તેને કારણ સિવાય શીક્ષા પણ કરે છે; એમ છતાં તેને હદથી વધારે ગુસ્સે કરવો, અથવા તેના સ્વભાવ ઉપર હદ કરતાં વધારે નીરભય પણાથી ભરૂંસો રાખવો જોખમ કારક છે.

સિંહ હિંદુસ્તાનના ઘણાજ ગરમ ભાગમાં અને આફ્રિકાના મેદાનોમાં માલમ પડે છે. જ્યાં તે પોતાની સંતાઈ રહેવાની જગ્યા ઉંચી ઝાડીઓમાં, અથવા જે બીજા છોડવાઓ નદીઓના કિનારે આવેલા હોય છે તેમાં કરે છે. તેનું જોર ઘણુંજ છે. કેપહોપ ગુડ હોપની પાસે એક સિંહ પોતાના મોંમાં એક વાછડી પકડતાં જોવામાં આવ્યો હતો. અને જોકે તેના પગ જમીનપર ઘસડાતા હતા, તો પણ જેટલી સેહલાઈથી કુતરો ઉંદર પકડી લઈ જાય છે તેટલીજ સેહેલાઈથી તેને લઈ જતો દેખાયો, અને તે સહિત એક ખાઈ પણ કુદી ગયો. તેનો પ્યારો શિકાર સાબર તથા હરણ છે, જે આફ્રિકાના મેદાનોમાં ને હિંદુસ્તાના જંગલો એ બનેમાં પુષ્કળ થાય છે. પણ એવું કોઇ પણ પ્રાણી નથી. ( અથવા ) માણસ પણ નથી જેનો જો લાગ આવે તો તે પોતાનો શિકાર કરશે નહિ.



# પાઠ ૬ ઠો.

## સિંહની વારતા.

આફ્રિકામાં કેપહોપ ગુડહોપની આસપાસ ઘણા માઈલ સુધીનો દેશ યુરોપમાંથી (આવેલા) ખેડુતોથી, મુખ્યત્વે કરીને ડચવસનારાઓથી વસેલો છે. આ માણસોમાંના એકે, જેનું નામ વનવીક હતું, તેણે જે મુલાકાત એક સિંહે પોતાને અને પોતાના કુટુંબને કરી હતી, તેનો આ રમુજી હેવાલ કોઈ એક મુસાફરને કહ્યો, તેણે કહ્યું "કે તે બન્યાને હાલ બે વરસ થયાંછે: મારી સ્ત્રી ઘરમાં બારણા પાસે બેઠી હતી, છોકરાંઓ તેની આસપાસ રમતા હતાં અને હું ગાડાનું કાંઈ કામ કરવાને રોકાયલો બાહાર ઘરની પાસે હતો. એવામાં જો કે તે વખતે બપોર થયા હતા, તોપણ એકાએક એક મોટા કદનો સિંહ આવી પહોચ્યો, અને બારણાના તેજ ઉમરા ઉપર છાયામાં ચુપકીથી નીચે બેઠો.. મારી સ્ત્રી બીકથી ગભરાઈ ગઈ અથવા નાસી જવાનો કોઇ યત્ન કરતાં જે ભય થાય તે ભયથી જાણતી હોવાથી તે પોતાની જગ્યામાં સ્થિર રહી, અને છોકરાંઓએ તેણીના ખોળામાં આશરો લીધો: એમ છતાં તેઓએ જે બુમ પાડી તેથી મારૂં ધ્યાન ખેંચાયું, અને હું બારણાં તરફ ઉતાવળથી ગયો; જ્યારે અંદર જવાનો રસ્તો સિંહથી બંધ થયેલો મને માલમ પડયો ત્યારે મને જે અચંબો થયો તેનો વિચાર કરી શકાય. મેં શું કરવાનું ધારયું હતું તે ભાગ્યેજ જાણીને ઓરડામાં બારીસુધી ઘરની એક બાજુએ ધીમે ધીમે ગયો, જ્યાં મેં જાણ્યું કે મારી ભરેલી બંદુક પડી છે; સારા ભાગ્યે તે બારી પાસે ખુણામાં હતી. તેથી હું મારા હાથવડે તેને પહોંચી શકયો, કારણ કે બાકું એટલું બધું નાનું હતું કે મારાથી અંદર જઈ શકાય નહીં. મેં તે લઈ લીધી. તે સિંહ કદાચ કુદકો મારવાના ઈરાદાથી ખસવા જતો હતો. વિચાર કરવાનો વધારે વખત નહોતો. મેં (છોકરાની) માને નહીં હાલવાનું બુમ પાડીને કહ્યું, અને પરમેશ્વરની મદદ માગીને મે મારી બંદૂક તાકીને ફોડી. તે ગોળી મારા છોકરાના માથાના વાળ ઉપર થઈ સીધી ચાલી ગઇ, અને તે સિંહના કપાળમાં ચોટી; તે જમીન ઉપર લાંબો થઈને પડયો, અને ફરીને કદી હાલ્યો નહીં.' આ વેનવીકનો હેવાલ હતો; જો તે પોતાની ધારણામાં નિષ્ફળ થયો હોત;—મા અથવા છોકરો હાલ્યા હોત તો તેઓને ગોળી વાગી હોત અથવા તેમના કપાઇને ચીરે ચીરા થઇ ગયા હોત. આપણે બાપની ખુસાલી, અને ઈશ્વરનો તેનો આભાર ધારી શકીએ.

# પાઠ ૭ મો.

## વાઘ વિશે.

વાઘ એ બિલાડીની જાતનું એક બીજુ પ્રાણી છે. એને સિંહના જેવી બચ્છડી યાળ નથી, પણ એને વધારે ખુબસુરત ચામડી હોય છે. બાળ (વાળ) જાડાને સુંદર હોય છે, રંગ ચળકતો બદામી પીળો હોય છે, અને નીચેના ભાગ ઉપર સાફ સફેદ થતો હોય છે: તથા એનાપર ઘણા કાળા પટા પડેલા હોય છે. એશિઆ ખંડમાં માત્ર વાઘ માલમ પડે છે. એનું પ્યારૂં રહેઠાણ નદીની પાસેના ખુબ ઝાડીવાળા નીચાણ દેશમાં હોય છે. વાઘ પાણીથી દૂર કદી માલમ પડતા નથી. વાઘ પોતાનો શિકાર રાત્રે શોધે છે, અને દિવસે કાન્તિઆની પેઠે પોતાની મેળે ખોરાક ખાધા પછી કોઈ છાંયાદાર ઝાડીમાં સુતો પડેલો પડી રહે છે. પણ જે પ્રાણીઓ દિવસની ગરમીમાં પાણી પીવાને ત્યાં આવે છે, તેઓનો શિકાર તેને સહેલથી મળે છે, તથા તેમના પર તુટી પડવાને સહેલથી જાગૃત થાય છે. નવા વસેલા ભાગોમાં ગામડાની આસપાસ તે શિકાર સારૂ ભટકશે, અને ઢોરો ઉપર તેમાં વિશેષે કરીને ભેંશો ઉપર તેઓના વાડામાં હુમલ્લો કરશે. વાઘ ગામડાની પાસે છે એવું જ્યારે જાણવામાં આવે છે, ત્યારે બિચારા ગામડીઆઓ પોતાના ઢોરો અને બચ્ચાંઓ માટે હમેશા ધાસ્તીમાં રહે છે. જો કોઈ ઇંગ્રેજ ગૃહસ્થ તે ગામમાંથી મુસાફરી કરતો તેઓને માલમ પડે તો તે પ્રાણીને ગોળીથી મારી નાખવાને અરજ કરે છે, અને જો તે (ગૃહસ્થ) એમ કરવાને ફતેહ પામે છે, તો તેઓ (ગામડીઆઓ) તેનો આભાર માને છે. એમ છતાં પણ વાઘનો શિકાર કરવો એ ઘણી ભય ભરેલી રમત છે, અને વારંવાર એવું બનેછે કે કેટલાક શિકારીઓ એ ધાતકી પ્રાણીથી માર્યા જાય છે, અથવા જખમી થાય છે. એની ગર્જના બીજા પ્રાણીઓને ડરાવે છે. તે હાથીની પીઠ ઉપર કુદી શકે છે, તથા ઘાડા જંગલમાંથી એક માણસને સહેલથી લઈ જઈ શકેછે. જ્યારે તે જખમી થાય છે, ત્યારે તે ગુસ્સાથી ગાંડો થાય છે, અને કોઈ પણ ભયથી બીતો નથી. એવું કહેવાયછે કે જો એકવખત વાઘે માણસનું લોહી ચાખ્યું હોય તો અગાઉ કરતાં માણસ જાતે તેની વધારે ધાસ્તી રાખવી જોઈએ. વાઘ સિંહની માફક એટલી સહેલાઇથી પળાતા નથી, પણ તેઓ કોઈ કોઈ વખતે તેઓની મેળે તેઓના રખવાળ જોડે હળી જાય છે.

જે વાઘણને એશિઆમાંથી ઇંગ્લાંડમાં આણવામાં આવી હતી, ત-

થો જે વહાણમાં તેને લાવ્યા હતા, તે વહાણ ટેમ્સ નદી જ્યાં તે ખાલી કરવામાં આવ્યું હતું, ત્યાંથી તે (વાઘણ) ને કિનારે ઉતારવામાં આવી હતી, તે (વાઘણ) તેની આસપાસ મળેલી હડથી (ભીડથી) ખીજવાઇને ઘણી ક્રુર અને ભયભીત થઈ. અલબત તેને એક પાંજરામાં પુરી રાખવામાં આવી હતી. તેનો (રખવાળ) તેની પાસે જવાની ભાગ્યેજ હિંમત ધરી શકતો હતો, તોપણ જેવો તેણીએ પોતાના જુના મિત્રને જોયો કે તરતજ તેના પર પ્યાર કરવા લાગી. ખુશીના સઘળા ચીન્હથી ચાટવા તથા લાડ કરવા લાગી, અને જ્યારે તે તેને મુકીને ગયો ત્યારે બાકીનો આખો દિવસ તેણે રડયા કર્યું, અને શોકકારક અવાજથી દીલગીરી બતાવી.



## પાઠ ૮ મો.

### બુલબુલ પક્ષી અને આગિઆ કીડો.

બુલબુલ પક્ષિએ પોતાના ગાયનથી આખો દિવશ ગામડીઆ લોકોને ખુશી કર્યા હતા, અને સાંજરે જ્યારે સાંજ પૂરી થઇ, ત્યારે જેણે પોતાનો અવાજ ( કંઠ ) બંધ પાડયો નહોતો, તેને ( બુલબુલ પક્ષીને ) ભૂખની તિક્ષણ માગણીઓ જેવી લાગવી જોઇએ તેવી લાગવા માંડી; એવામાં પોતાની આસપાસ જોતાં જમીન ઉપર ઘણે દૂર અંધારામાં કાંઈ ચળકતું જોયું, અને તેના ચળકાટથી તેને આગીઓ કીડો છે એવું જાણ્યું; તેથી કાંટાવાળા ઝાડની ટોચ ઉપરથી નીચે ઉતરીને તેણે તેને ( કીડાને ) પોતાની હોજરીમાં મુકવાનો ( ખાઈ જવાનો ) વિચાર કર્યો. તે કીડાએ તેના ઇરાદાનો જાણીતો થવાથી તેને ખરી સુભાષિત રીતે નીચે પ્રમાણે ભાષણ કર્યું; તેણે કહ્યું કે "જો જેટલું હું તારૂં ગાયન વખાણું છું, તેટલું તું મારો દીવો વખાણે તો, જેટલું હું તારૂં ગાયન બગાડનાને ધીકકારૂં છું, તેટલુંજ તું મને નુકશાન કરવાને ધીકકારત; કારણ કે તે એકજ ઇશ્વરી સત્તા છે કે જેણે તને ગાતાં, અને મને ચળકતાં શીખવ્યું, કે જેથી કરીને તું તારા ગાયનથી અને હું મારા ચળકાટથી રાતને શોભાયમાન અને આનંદી કરીએ છીએ." તે ગવૈએ તેનું ટુંકું ભાષણ સાંભળ્યું, અને તેના વખાણ ગાઇને મારી વાતના વર્ણન પ્રમાણે તેને જવા દીધો; અને પોતાનું વાળુ કોઈ બીજી જગાએ જઇને શોધી કાઢયું



# પાઠ ૯ મો

## એક દીપડા તથા વાઘની વારતા.

ચીતો વાઘ તથા દીપડો વાઘ વાઘની માફક એકજ જાતનાં પ્રાણી છે, એટલે કે, બીલાડીની જાતના. તેઓ એક બીજાને ઘણુંજ મળતા આવે છે; પણ ચિતો વાઘ આફ્રિકા અને હિંદુસ્તાન બન્નેમાં વસેછે, અને દીપડો વાઘ, જો કે તદન નહીં તોપણ, મુખ્યત્વે કરીને આફ્રિકામાં માલુમ પડે છે; ચીતા વાઘના રૂવાં પીળાશ પડતા અને કાળા ડાઘા પડેલા હોય છે, તે ખુબ સુરત રીતે ચળકતા હોયછે અને વધારે કીમતી ગણાય છે. દીપડો વધારે મોટું પ્રાણી છે, અને વધારે ઘેરા રંગનું છે, વાઘ અને સીંહ કરતાં દીપડો ને ચીતો વધારે સેહેલાઇથી પળાયછે; જ્યારે એક દીપડો નાનો હતો, ત્યારે તેને પકડેલો હતો, અને જે, કુતરાના જેવા નિરપકારી અને નરમ સ્વભાવનો થયો, તેને વિષે એક વાત નીચે લખેલી છે. આ પ્રાણીને જાણે તેની મા છોડીને ગઇ હોય એવી હાલતમાં એક જંગલમાં એકલુ માલમ પડયુ હતું. મી० હચીનસન નામના એક ગ્રહસ્થને તે બક્ષીસ દાખલ મોકલવામાં આવ્યું, અને જેણે તે શીખી શકે એવો છે, તેવું જોઇને તેને કેળવણી આપવાને મહેનત લીધી. જ્યારે તે આશરે એક વર્ષનો થયો, ત્યારે મી० હચીનસન પોતાના વતને પાછો ગયો, અને તે જગાના હાકેમને તેણે તે ભેટ કર્યો. જે દિવસે તે હાકેમને ઘેર ગયો તે દહાડે તેને એક ચોકમાં રાખવામાં આવ્યો, કે જ્યાંથી તે હાકેમના ખાનગી ઓરડામાં જવાતું હતું. બપોરનું ખાણું ખાધા પછી તેને એક પાતળી દોરી બાંધીને ઓરડામાં લઇ ગયા; જ્યાં તેણે તેઓની મંડળીની સલામ જરાક કઠોરપણે પણ ઘણાજ સારા હસમુખા સ્વભાવથી લીધી હતી. જરા ઉત્તેજન મળવાથી તે પોતાના પંજા તેઓના ખભાપર મુકતો. અને બિલાડીની માફક તેઓની સામે પોતાનું માથુ ઘસતો. એક સવારે તેણે પોતાની દોરડી તોડી નાંખી, અને નાસી ગયો. કીલાના બારણાં બંધ કરવામાં આવ્યાં, અને તેની પાછળ ( લોકો ) લાગ્યા. તે કિલ્લાની દીવાલની આસપાસ પોતાના પાછળ પડનારાઓને બે અથવા ત્રણવાર દોર્યા; પછી ફરીને પકડાયો. ધીમે ધીમે તેની ધાસ્તી ઓછી થઈ, અને તે જેવી રીતે તે સારૂં કહેવાતો હતો, તેમ જ્યાં જવાની તેની મરજી હોય, ત્યાં જવાને તે તે છોડી મૂકતા. તે તે હાકેમની ઉપર અતિશય પ્યાર દેખાડતો, તેની પા-

છળ તે કુતરાની માફક પડતો. તેનું પ્યારૂં રેહેઠાણ બેસવાની ઓરડીમાં બારી આગળ હતું, કે જ્યાંથી આખુ ગામ જોવાતું હતું. ત્યાં પોતાના આગલા પંજા બારીના ઉમરા ઉપર હડેલીને અને પોતાની હડપચી તેમની વચે મુકીને તે જે નીચે બનતું હતું, તેથી ખુશી થતો દેખાતો. છોકરાંઓ પણ તેની સાથે બારી આગળ ઉભા રહેતા; અને એક દિવસે તેઓએ પોતાની ખુરશીઓને માટે પૂરતી જગા નથી એવું માલમ પડવાથી તેને પૂછડી ઝાલીને નીચે ખેંચી પાડવાને તેઓની એકત્ર કોશીસ કરી.

એક દિવસે તેને તે હાકેમ મલ્યો નહીં, કે જે હાકેમ પોતાના ખાનગી ઓરડામાં લખતો હતો, અને જેણે તરતજ ઉપર આવતાં ભારે પગલાં સાંભળ્યાં, અને પોતાની નજર બારણા તરફ કરી એટલે તરત તેણે સાઇને દીઠો, કે જેણે (જે સાઈએ) તેની ગરદન ઉપર કુદકો માર્યો. તે હાકેમે પોતાની જીવવાની આશા છોડી દીધી; પણ તે નીમકહલાલ દીપડાએ તેને ખાઈ જવાને બદલે તેની સામે પોતાનું માથું ઘસ્યું; અને ખુશીથી પાતાની પૂછડી હલાવી. વારંવાર તે દીપડો કિલ્લાના બીજા રહેવાશીઓને ભય ઉપજાવતો. એક દીવસે એક ચાકરડી મોટા દીવાનખાનામાં પાટીઆની જમીનપરથી સાવરણીવતી કચરો ઘુંટણીપર બેસીને કાહાડતી હતી, એવામાં તે કોચમાંના એક કોચ નીચે સાંઈ જે સંતાઈ રહ્યો હતો, તેણે એકાએક તેની પીઠ ઉપર કુદકો માર્યો, જ્યાં તે ફતેહની ખુશાલીમાં ઉભો રહ્યો. તેણીને તે હાકેમે માત્ર છોડવી, કારણ કે બીજા હાકેમો ધાસ્તી પામીને નાશી ગયા હતા. સાંઇ ઝાંખા પીળા રંગનો હતો, કે જે રંગમાં કાળા રંગના જેવા ગુલાબના જેવા ટપકાં હતાં, અને તેની ચામડી રેશમના માફક ચળકતી હતી. તેનો દેખાવ હીંમતવાન અને સારા સ્વભાવનો હતો. અને તે મૂખ્યત્વે કરીને તે છોકરાંપર ઘણો માયાળુ હતો. જ્યારે તેઓ સૂતા હતા, ત્યારે તે તેમની પાસે પડી રહેતો, પછીથી સાઇ જે એક સ્ત્રી ઇંગ્લાંડ જતી હતી તેને ભેટ કરવામાં આવ્યો, અને તેને લોઢાના સળીઆથી જડેલાં મોટા લકડાના પાંજરામાં ઘાલીને વાહાણ પર લઈ ગયા. પણ આ બચાવ છતાં તે ખારવાઓ એટલા બધા બીધા કે તેને વહાણ પર લઈ જતાં તેઓએ તેને પાંજરાને, સઘળું દરીઆમાં નાંખી દીધો. કેટલાએક ખારવા અંદર કૂદી પડયા, અને તેને બચાવ્યો; પણ તે બીચારૂ પ્રાણી એ ટલું બધું નરમ થઇ ગયું હતું કે તે વીંટલાઇને પાંજરાના એક ખૂણામાં બેઠું હતું, અને કેટલાક દિવસ સુધી હાલ્યું નહી, એવામાં તે પોતાની શેઠાણીના અવાજથી જાગ્યું. પોતાની શેઠાણીને જોઇને તે ખુશીથી ઘેલા જેવો

થઈ ગયો. તે વારંવાર ફર્યો, અને તેણીની પાશે બાહાર નીકળીને જવાની આતુરતાથી પોકાર કીધો, અને તેના લાડ લેવાને વાસ્તે તે પોતાના પંજા તથા નંખ સળીયા વચ્ચે ખોસતો.

ઈંગ્લાંડ તરફ તેઓની સવારીમાં તેઓનાં વાહાણ ઉપર ચાંચીઆંઓ હુમલો કર્યો, અને તેમનો ખોરાક લેઈ ગયા, તેથી તે ભુખે મરવાની હાલતમાં આવી પડયાં; અને તે વહાણપર ૩૦૦ થી વધારે પોપટનો જથો નહોત ને તે ગરીબ સાઈને દરરોજ એક પોપટ આપવામાં આવતો ન હોત તો તે સાઇ મરી ગયો હોત.

આનું પરીણામ એ થયું કે તે ઘણો માંદો થયો, અને ખોરાક પણ ખાતો નહીં. તેની શેઠાણીએ તેને પાંજરામાંથી બાહાર કાહાઢયો, પણ આમ તેમ કુદવાને બદલે તેણે નીચે પડીને તેના ખોળામાં પોતાનું માથુ મૂકયું. એક બે દીવસમાં તે સાજો થયો, અને સહી સલામત ઈંગ્લાંડ આવી પહોંચ્યો, પણ તે બીચારા સાઈએ ત્યાં ઘણા દીવસ કાઢયા નહિ. તે ત્યાં ગયાને થોડા અઠવાડીયા થયા પછી મરણ પામ્યો; તે તેના આગલા ભુખમરાની અસરને લીધે કે તે દેશની ઠંડકને લીધે ( મરણ પામ્યો ) તે અચોકસ છે.



## પાઠ ૧૦ મો.

## દુનીયાનું વર્ણન.

### એશિયા (જારી)

મધ્ય એશિયાના છેડો દક્ષિણે ઈન્ડીઆના ફાચરના આકાર વાળા દ્વીપકલ્પમાં આવે છે, કે જેનાથી દૂર લંકાટાપુ આવેલો છે. ઈન્ડસ (સીંધુ) ની ખીણ જે પંજાબ છે તે અને મોટું રણ હિંદુસ્તાનની વાવ્ય કોણમાં આવેલાં છે, ઉત્તર અને મધ્યમાં હિંદુસ્તાનનું મેદાન અને ગંગા નદીની ખીણો છે; દક્ષિણમાં દરીયા કીનારે આવેલો સાંકડો કોકણ સહીત દક્ષિણનો ઉંચ પ્રદેશ અને દક્ષિણ અને હિંદુસ્તાનની વચેનો પાહાડી મુલક (વિંધ્યા) છે.

ઈંગ્રેજી ઈંડીયા કે જે ઈંગ્રેજી રાજ્યનો તાબાનો દેશ છે તે ઘણો ખરેખરો આખો દરિઆ કિનારાનો સમાવેશ કરે છે. અંદરના ભાગમાં હિંદુસ્તાનના ઘણા રાજાઓ છે, જેમાંના મુખ્ય નિઝામ, હોલ્કર, સિંધીઆ, ગાયકવાડ, અને પતીઆલાનો સરદાર છે. ઈન્ડીઆ કંઇક સમશીતોષ્ણ અને

કંઈક ઉષ્ણકટિ બંદમાં આવેલો છે અને તેટલા માટે તેની ઉપજ જુદી જુદી છે.

બંગાળામાં ચોખાને ગળી મોટા જથાબંધ થાય છે.

પંજાબમાં શણુ ને તેલીઆં બીઆં થાય છે. અને મધ્ય ઇન્ડીયામાં રૂ ને અફીણ થાય છે; દક્ષિણ તરફના કિનારે બુનદાણા, નાળીએર, તેજાના થાય છે. શેરડી, ઉપયોગી વાંસ, અને કેટલીક જાતના તાડ ઇન્ડીયામાં પુષ્કળ થાય છે; અને મલબારનો સાગ વહાણ બાંધવા માટે બધા ઇમારતી લાકડાં કરતાં ઘણોજ ટકાઉ છે.

લોઢું અને કોયલા, રૂપુને જુદી જુદી જાતના કીમતી પથરા ઇન્ડીયાના ભાગોમાં માલમ પડે છે.

હિંદુસ્તાનના હુન્નરો ને બનાવટની ચીજો પહેલાં પ્રખ્યાત હતી. અને ઘણી કીંમતી ગણાતી. મલમલ, શાલો, ભરતના કામ, લાકડાંને ધાતુનાં કરેલાં ઘરેણાં હજુ યુરોપ ખાતે મોકલવામાં આવે છે, પણ તેવીજ ઇંગ્રેજી ઉપજની ઘણી સરસાઈ ને સોંગાઇને લીધે હિંદુસ્તાનના માલની ઘણી માગણી નથી. એમ છતાં થોડાં વખત થયાં રૂ કાંતવાનાં ને વણવાના સંચા ઇંગ્રેજી રીત પ્રમાણે મુંબાઈ ઇલિકામાં સ્થપાયેલાં છે; ઇન્ડીયાના રહેવાશીઓ માનચેસ્ટરના લોકોની માફક સોંગાને સારાં પોતાના લોકોથી ઉત્પન્ન થયેલાં લુગડાં પહેરી શકે છે.

હિંદુસ્તાનની વસ્તી જે આશરે ૨૫ કરોડની ધારવામાં આવી છે તે ઘણી જુદી જુદી જાતોની બનેલી છે. અસલના વતનીઓ અસુધરેલી જંગલી જાતો છે (જેવાં કે ભીલને સોન્થલ લોક) દક્ષિણ તરફની જાતો જે ટેમીલ એને તે જાતની ભાષા બોલે છે, તે વધારે થોડા વખતપર તે દેશમાં પેડેલા એવું ધારવામાં આવ્યું છે.

હજુ વધારે હાલના વખતમાં પણ ઘણા જુના વખતમાં ક્રાઇસ્ટ પહેલાં કદાચ બે હજાર વર્ષપર હિંદુઓના વડીલો જે આર્યો કહેવાય છે, તેમણે વાયવ્ય ખુણામાંથી ચડાઈ કરી, અને વેદનો ધર્મ, અને સંસ્કૃત ભાષા દાખલ કરતાં ને વધારે જંગલી દેશીઓને તાબે કરતાં દક્ષિણ તરફ ધીમે ધીમે ફેલાયા. હિંદુઓની અસલ વિદ્યા, સ્તોત્ર, ધર્મ સંબંધી મત, તત્વજ્ઞાન, વીરરસ કાવ્ય, અને નાટકની બનેલી છે. તેનો યુરોપના વિદ્વાનો અભ્યાસ કરે છે, અને ઘણાખરા પંડિતો પણ કરતાં તેમાંના (યુરોપના વિદ્વાનોમાંના) કેટલાએક તે સારી રીતે સમજે છે. હિંદુઓ એક નમ્ર પ્રજા, ચતુર, અને તેઓની પોતાની જાતના લોક તરફ વધારે મા

થાળું છે. તેઓ હિંદુસ્તાનની બહાર મુસાફરી કરવાને નાખુશ છે, અને પરદેશીઓને અપવિત્ર ગણવાની તેમને ટેવ પડી છે. પારશીઓ જે એક નાની પણ ચંચળ અને પૈશાદાર જાત છે, તે પારશીઓએ નવમાં સૈકામાં ઈરાનના મૂસલમાન જીતનારાના ( ભયમાંથી) હિંદુસ્તાનમાં આશરો લીધો. પારશીઓના વડીલો જેઓ વળી આર્યા હતા, તેઓ મધ્મ એશિઆમાંથી આવ્યા હતા, અને તેઓની પવિત્ર ભાષા જે ઝંદ અથવા બાત્રિકઅન કહેવાય છે, તે ઘણી ખરી સંસ્કૃતને મળતી આવેછે. મુસલમાનની જીતો, પોરતુગીઝનાં સંસ્થાનો, અને ઈંગ્રેજી રાજ્યની પાછળની ચઢતીએ હિંદુસ્તાનની મિશ્રવસ્તીમાં નવા મુળતત્વોનો વધારો કર્યો. આ ભભકાદાર દેશના લોકોએ ખરાબ રાજ્યકર્તાથી ઘણા દુઃખો વેઠયાં છે, જેઓએ (રાજ્ય કર્તાઓ) ચોરી ( ચોરી કરનારાઓને ) ને ખુન ( ખુન કરનારાઓને ) વગર શીક્ષાએ જવા દીધા. ઈંગ્રેજી રાજય નીચે દરેક માણુસ પોતાની મેહેતનું ફળ ખોવાની ધાસ્તી શીવાય પોતાનું કામ કરી શકે છે.

વેપાર હાલમાં ઘણો વધ્યો છે, અને વેપારીઓને નાણાવટીઓ તવંગર થયા છે; પણ જમીનના ખેડુતો ઘણું કરીને ગરીબ છે આનુ કારણ શું ?

આ દેશની ( હિંદુસ્તાનની ) કેટલીક રીત ભાતો મુરખાઈ ભરેલી છે, અને લોકોને ગરીબ રાખેછે. મા બાપો પોતાના છોકરાના લગ્ન ઊપર પોતાથી બની શકે તે કરતાં વધારે પૈસા ખરચવાને ઈચ્છે છે; તેઓ આ કામને માટે વધારે બ્યાજે પૈસા ઉછીતા લાવે છે ને તેઓ કદી દેવામાંથી મુકત થતા નથી. વળી નાતના ધારા સઘળી જાતોના સુધારાને અટકાવે છે; જેવાં કે જેથી યુરોપીઅન લોકો પૈસાદાર થયા છે. જો કાંઇ નવો હુન્નર ઇંગ્રેજો હિંદુસ્તાનમાં દાખલ કરે તો આ અજાણ્યા લોકો તે પ્રમાણે કરવાની ના કહેછે, અમારે અમારા બાપદાદા કરતાં શામાટે વધારે ડાહ્યા થવું જોઈએ? પણ હાલમાં દરેક જીલ્લામાં નિશાળો ઉઘડી છે. અને સુધરેલા યુરોપીયન લોકોના હુન્નરો ને શાસ્રો દેશી છોકરાઓને શીખવવામાં આવે છે. રસ્તાઓ, લોઢાની સડક અને તાર બનાવવામાં આવ્યા છે. અને લોકો ધીમે ધીમે આ નવી ચીજો કેવી ઉપયોગી છે તે શીખતા જાય છે. અમે આશા રાખીએ છીએ કે થોડા વર્ષમાં કોઈ પણ એવો મૂર્ખ નહી રહે કે હિંદુસ્તાનમાં થતા સુધારાનો હરકત કરે. કારણ કે કેટલાએક જુના શાસ્રીઓ વસ્તુઓ જેવી છે તેવી રાખવાને ઇચ્છે છે.



# પાઠ ૧૧ મો.

## એન્ડ્રોકલીઝ અને સિંહ વિશે.

આન્ડ્રોકલીઝ નામનો એક ગુલામ હતો, એનો શેઠ તેની સાથે એવી ધાતકી ચાલ ચલાવતો હતો કે તેની જીંદગી ટકે નહીં એવી હાલતમાં હતી, જે તેને સહન કરવું પડતું તેમાંથી છૂટવાનો ઉપાય તેને ન સુજ્યાથી આખરે તેણે પોતે એવો ઠરાવ કર્યો કે જે દુઃખ અને કંગાળીઅત ભારે ભોગવવી પડે છે તેની અંદર જીવવા કરતાં મરી જવું એ વધારે સારૂં છે માટે મારા શેઠ પાસેથી નાશી જવાનો ઠરાવ કીધો. જો હું જીવતો પકડાયો તો મને માલમ છે કે ધાતકી મોતની સજા મને થશે પણ કંગાળ હાલતમાં જીવવા કરતાં એકદમ મરી જવું એ વધારે સારૂં છે, જો કે હું નાસતા પકડાયો તો ભારે જંગલ અને વેરાન જગામાં કે જ્યાં માત્ર હેવાન રહે છે, ત્યાં મારે આશરો લેવો પડશે, પણ મારા જાત ભાઇઓએ મારી સાથે જે ધાતકી ચાલ ચલાવી છે તે કરતાં તેઓ વધારે નિર્દય ચાલ મારી સાથે ચલાવશે નહીં. માટે કંગાળ ગુલામ દાખલ રહેવા કરતાં તેઓ ઉપર વિશ્વાસ હું વધારે રાખીશ.

આવો ઠરાવ કરીને તેણે પોતાના શેઠનું ઘર છોડવાની તક સાધી, અને એક ગીચ જંગલ જે શેહેરથી થોડાક મૈલ દૂર હતું ત્યાં તે (જઇને) સંતાઈ રહ્યો, પણ અહીંઆ તે દુખી માણસને માલમ પડયું કે કંગાળ પણાની એક હાલતમાંથી માત્ર છૂટીને બીજી હાલતમાં આવી પડયો, સઘળો દિવસ તે એક વિસ્તિર્ણ અને રસ્તા વગરના જંગલમાં ભટકયો, કે જ્યાં તેનું માંસ કાંટા અને કાંટાની ઝાડીથા નિકળતું હતું. તેને ભૂખ લાગી; પણ આ વેરાન એકાંત જગામાં તેને કાંઇ ખોરાક મળ્યો નહીં. આખરે તે થાકથી મરવાને તૈયાર થયો, અને અકસ્માત તેને મોટી ગુફા માલમ પડી, તેમાં નિરાશ થઈને તે પડયો. આ કમનશીબ માણસ તે ગુફામાં ઘણીવાર સુતો નહીં એટલામાં તેણે એક ભયંકર પોકાર સાંભળ્યો કે જે કોઈ જંગલી હેવાનનો તેને લાગ્યો, અને તેથી તે ઘણો બીધો. નાશી જવાની આશાથી તે ત્યાંથી નિકળ્યો, અને તે ગુફાના મોહોડા આગળ આવી પહોંચ્યો એટલે મોટા કદનો એક સીંહ તેની તરફ આવતા તેણે દીઠો, કે જેથી નાસી જવાનું બનવાનો અટકાવ થયો. તેણે વિચાર્યું કે હવે મારૂં મોત આવ્યા વગર રહેશે નહીં, પણ તેને મોટો અચંબો એ થયો, કે ગુસ્સા અથવા શત્રુતાનું કંઈ પણ ચિન્હ બતાવ્યા વગર તે પ્રા-

ણી ધીમે પગલે તેની તરફ આવ્યો. તે જાણે માણુસની મદદ પોતે માગતો હોય તેમ એક જાતનો ખેદકારક અવાજ તેણે કાઢયો, એન્ડ્રોકલીઝ જાતે દૃઢ સ્વભાવનો માણુસ હતો, તેથી તેણે આ, બનાવથી પોતાના રાક્ષી કદના પરોણાની તપાસ કરવાને હિંમત ધરી કે જેણે તે કારણ સારૂં પુરતો વખત તેને આપ્યો. જેમ જેમ તેની આગળ સીંહ આવતો હતો તેમ તેમ તે પોતાના પગમાંનો એક પગ જે જાણે ઘાયલ થયો હોય તે માફક સુજેલો હતો, ને તે પગે લંગડાતો ચાલતો હોય એવું તેને માલમ પડયું. તે હેવાનની નમ્ર ચાલથી તેને વધારે હિંમત આવી. ને તે તેની પાસે ગયો, અને ઘાયલ થયેલો પંજો પકડીને જેમ શહસ્ત્ર વૈદ દરદીની તપાસ કરે છે, તેમ તેણે તેની તપાસ કરી. એક ઘણા મોટા કદનો કાંટો તે પગના તળીઆમાં ભોકાયેલો તેણે દીઠો, અને તે કાંટો સોજો અને લંગડાપણું તેણે જોયું હતું. તેનું કારણહતુ, આવી રીતે હળીમળી જવાથી તે સીંહે વેર લેવાને બદલે ઘણી નમ્રતાથી તે સ્વીકારી અને લાડથી (લાડની નીશાનીથી) તપાસ કરવાનું કામ આગળ ચલાવવાને કહે તો હોય એવું એન્ડ્રોકલીઝને માલમ પડયું. તેણે તે કાંટો પગમાંથી કાઢયો, અને સોજો દાબીને પરૂનો મોટો જથો કાઢયો, કે જેથી કરીને એટલું બધુ દુ:ખ અને બે ચેન તે સીંહને થયું હતું.

તે હેવાનને માલમ પડયું, કે તેનો દુ:ખથી છુટકો થયો, એટલે પોતાથી અને તેવા દરેક દેખાવથી પોતાનો ઉપકાર તથા આનંદ બતાવવા લાગ્યો, એક રમતીઆળ કુતરાની માફક તે આસપાસ કુદવા લાગ્યો, અને પ્યારની આ નીશાની બતાવીને તે સંતોષ પામ્યો એટલુંજ નહીં પણ ત્યાર પછી એન્ડ્રોકલીઝ તેનો પરોણો થયો. શીકાર ઘેર લાવ્યા વગર તથા તે પોતાના મીત્ર સાથે ખાધા વગર તે શીકારના શોધ સારૂં જતો નહીં. તે માણસે પરોણાગતની આવી હાલતમાં ઘણા મહીના કાઢયા. આખરે તે જંગલમાં અસાવધપણે એક દિવસે ચાલતો હતો તેવામાં તેને પકડવાને સીપાઈની જે ટુકડીને મોકલી હતી, તે તેને મળી, જેણે તેને કેદ કીધો અને તેના ધણી પાસે તેને લેઇ ગયા, તે દેશના કાયદા ગુલામો ઉપર ઘણા સખત હોવાથી તેની તપાસ થઇ, અને પોતાના ધણી પાસેથી નાસી જવાનો તે ગુન્હેગાર ઠર્યો. અને એક ક્રૂર સીંહ કે જેને ઘણા દિવસ ભૂખ્યો રાખ્યો હતો, અને તેથી કરીને તે વધારે ક્રૂર થયેલો હતો તેનાથી તેના કડકે કડકા કરી નાંખવાની સજા તેવા ગુન્હાની તેને કરવામાં આવી. જ્યારે ઠેરવેલો વખત થયો ત્યારે દરેક બાજુએ ઘેરી લીધેલા એક મોટા કોટમાં તે અભાગ્યા માણુસને બીન હથીયારે મુક-

વામાં આવ્યો, અને તે ઘેરાની આસપાસ તે ભયંકર દેખાવ જોવાને સારૂં હજારો માણસો એકઠા થયા હતા. તરતજ એક ભયંકર બુમ સંભળાઈ જેથી જોવા આવનારાઓને ધાસ્તી લાગી, એક ગુફા કે જે સીંહને બહાર આવવા સારૂ જાણી જોઇને ઉઘાડી રાખીહતી, તેમાંથી રાક્ષસી કદનો એક સીંહ નીકળીને બહાર આવ્યો. અને તેની ઉભી કરેલી યાળને પૂછડી સહીત, ચળકતી આંખો સહીત જે જડબા ઉઘાડી કબરની માફક વકાસેલાં હતાં તે સહીત નીકળી આવ્યો. પણ જ્યારે તે લોકોએ તે સીંહને તેના નીરાધાર શિકારનો નાશ કરવાને બદલે તેના પગ ઉપર તાબેદારીથી નમતો, જેમ નીમકહલાલ કુતરો તેના શેઠ ઉપર લાડ કરે છે તેમ લાડ કરતો અને જેમ કોઈ માને પોતાનું (ખોવાઈ ગયેલું) છોકરૂં અકસ્માત મળી આવે છે તે જેમ ખુશી થાયછે તેમ ખુશી થતો, દીઠો ત્યારે તેઓને દયા આવવાને બદલે અચંબો લાગ્યો. તે શેહેરનો હાકેમ જે તે વખતે હાજર હતો તેણે તે વખત મોટી બુમ પાડી અને ઘણાજ ઘાતકી અને નિર્દય સ્વભાવનુ પ્રાણી ક્ષણવારમાં પોતાનો જાતીસ્વભાવ શી રીતે ભૂલી ગયુ ને નીરપરાધી અસીલ પ્રાણીને તે શી રીતે થઇ ગયું તે નહી સમજાય એવો છુપો ભેદ લોકોને સમજાવવા ઍન્ડ્રોકલીઝને હુકમ કીધો.

ઍન્ડ્રોકલીઝ પછી પોતાના નાશી જવાની દરમ્યાનમાંના પરાક્રમની દરેક બીના તે મંડળીને કહી; અને એવું કહીને છેડો આણ્યો કે જે પ્રાણી હાલ તમારી આગળ ઉભું છે, તે જંગલમાં મારો મિત્રને યજમાન હતો. જે સઘળા લોકો ત્યાં હાજર હતા તે આ વાતથી અચંબો પામ્યા ને ખુશી થયા, જે વાત પરથી એવું માલમ પડયું કે કૂરમાં કૂર પ્રાણી પણ આભારથી પીંગળવાને ને દયાની અસર લાવવાને શકતીવાન છે; અને તેઓએ એકઠા મળીને તે જગ્યાના હાકેમને તે કમનસીબ પ્રાણીને માફી આપવાને વીનંતિ કરી. આ તરતજ તેને બક્ષીસ કરવામાં આવ્યું; અને જે સીંહે આ પ્રમાણે ઍન્ડ્રોકલીઝની બે વાર જીંદગી બચાવી હતી તે સીંહ પણ ભેટ કરવામાં આવ્યો.



## પાઠ ૧૨ મો.

### કુતરો.

કુતરો માંસહારી (પ્રાણી) છે; અને જ્યારે તે જંગલી હોયછે ત્યારે કુ અને નહીં હળી મળી જાય એવો હોયછે. હિંદુ અને મુ-

સલમાનોએ તેને અપવિત્ર ગણ્યો છે. યૂરોપખંડમાં ઘણું કરીને કુતરા પાળેલા હોયછે.

માણસ સારૂ જે સઘળાં પશુ પરમેશ્વરે આપેલાં (પેદા કરેલાં) છે, તેમાં પાળેલો કુતરો સઉથી મમતાળુ, કહ્યાસર (તાબેદાર), અને નિમકહલાલ પ્રાણી છે. તે સુખ અને દુઃખ એ બન્ને સ્થિતીમાં આપણો મિત્ર છે; પોતાના ધણીની ચાકરી કરવામાં મેહેનતુ છે અને તેના મિત્રોનો માત્ર મિત્ર છે અને તે સિવાય બીજાઓ વિશે તે તમા રાખતો નથી. પોતાની મમતામાં દૃઢ છે અને દુઃખ કરતાં સુખ વધારે ધ્યાનમાં રાખેછે; તેની ઉપર જો અકૃપા બતાવી હોય તો પણ તે શત્રુ થતો નથી, પણ ઉલટો જે હાથ તેને મારવાને ઉગામ્યો હોયછે તે હાથને ચાટી તાબે થવાથી ગુસ્સાને દુર કરાવે છે.

કુતરાને દરેક જડબામાંછ કાપવાના દાંત હોયછે; ચાર અણીવાળાં દાંત છે; દરેક બાજુએ અક્કેકો ઉપર ને અક્કેકો નીચે હોયછે; અને છ અથવા સાત દાઢ હોયછે. જેમ બિલાડીના પંજા ઢાકેલા છે તેવું ઢાંકણ કુતરાના પંજાને નથી હોતુ; પણ આગળ કાઢવા ને પાછળ ખેંચવાની શકિત વગર તે પંજા દરેક આંગળાના છેડેજ રહે છે; બિલાડીની જાત કરતાં તેમનું નાક વળી વધારે લાંબુ હોયછે; અને તેના કદના પ્રમાણમાં તેનું શરીર પણ વધારે મજબુત બનાવેલું હોયછે, તથા તેની ઉપર રૂઆંને બદલે કેશ હોયછે. જન્મ્યા પછી નવ દાહાડાના થાય તાંહાં સુધી તેઓ આંધળાં હોયછે; અને આશરે તેર વર્ષ જીવે છે. જુદી જુદી જાતના સંયોગથી આ પ્રાણીની જાત ઘણી થઈ છે.

"મૅસ્ટિફ" નામની કુતરાની જાત માત્ર બ્રિટિશ ટાપુઓમાં મળે છે. તે મોટો, બળવાન અને ચપળ છે તથા તેનામાં ઘણી અકકલ છે; અને તેને ઘણું કરીને પોહોરો કરનારા કુતરા દાખલ વાપરવામાં આવે છે. સામે થયા વગર ઘેલાયાની સામે તે કદાચિતજ થાયછે. અને ત્યારે તે માત્ર સખ્સને નીચે ફેંકી દેછે તથા તેને કોઈ આવીને છોડાવે ત્યાંહ સુધી બિજુ વધારે દુઃખ દીધા વગર ઘણા કલાક સુધી તેને પકડી રહેશે.

"બુલડોગ" મૅસ્ટિફ કુતરા કરતા કદમાં ઘણો નાનો છે; પણ જોરમાં તે તેની લગભગ બરોબરીઓ છે અને ક્રૂરતામાં તેનાથી ઘણો ચઢતો છે. ટપકીવાળા કુતરા આ જાતમાં સારા ગણાયછે, ગોધા તરફ એ કુતરાને જે જાતીવેર હોયછે તેથી તેનું નામ "બુલડૉગ પડ્યું છે. ભસ્યા વગર સઉથી જોસ્સાવાળા ગોધાના માથા તરફ દોડીને પકડે છે તથા

ક્રોધ વખતે તેનું નાક પડીને જમીનપર તેને નાખે છે; અથવા તેના પકડેલા (ગોધા) ને ઘણીજ મેહેનતે છોડાવી શકાય છે, જો સામટા આ કુતરામાંના બેને છુટા મુક્યા હોય તો તેઓ એક ગોધાની, ત્રણ કુતરાં રીંછની અને ચાર કુતરા સિંહની બરોબરી કરે છે.

"ટેરીઅર" જાતનાં કુતરાં નાના તથા ગુચ્છાદાર હોયછે કે જેની બે જાત છે. એક જાતના કુતરા કેશવાળાં ટુંકા પગના, લાંબી પીઠના અને ઘણું કરીને કાળાં, કાબર ચીતરા, અથવા આછા પિળા સાથે સફેદ મળેલા રંગના હોય છે; બિજી જાતના વધારે ચપળ વધારે ટુંકા શરીરના, લીસા કેશવાળા, અને લાલ તપખીરીઆ, કાળા અથવા સફેદ રંગના હોયછે. એ કુતરાની સુંગવાની ઇંદ્રિ ઘણી તીક્ષણ હોય છે અને તે નુકશાન કરનારા સઘળી જાતના પ્રાણીનો કટ્ટો વેરી છે; અથવા હિંમતમાં તેની બરોબરી કરનાર કોઈ કૂતરો નથી. ઘણીજ બાહાદુરીથી "બેજર" ની સામે પણ લડેછે અને જોકે તે લડાઇમાં તે વારંવાર સખ્ત રીતે ઘાઅલ થાય છે તોપણ તે ઘા ઘણીજ હિંમતથી ખમે છે. શિયાળ તથા બિજા શિકારના જાનવરોને તેમની સંતાવવાની જગામાંથી બાહાર કાઢવામાં તે ઘણો ચપળ છે, તથા શિયાળનો મુખ્ય કરીને શત્ર છે, માટે દરેક શિકારી કુતરાના ટોળાં સાથે તે હોય છે.

"ન્યુફાઉંડલૅન્ડ" બેટમાંથી જે કુતરાની ઉત્પતી થઇ છે-તેનું નામ "ન્યુફાઉંડલન્ડ ડૅાગ" પડયું છે, તેને ખુશકારક ચેહેરો હોયછે તે જાત ઘણી અશીલ અને મોટા કદ તથા અકકલવાળી હોય છે. તેમના જન્મ દેશના કિનારા પર સંસ્થાન વસાવનારાઓને આ કુતરા ઘણાજ ઉપયોગી હોયછે; તેઓ તેઓને અંદરના ભાગમાંથી લાકડા લાવવાને કામ લગાડેછે. વગર પૈડાંની ગાડીને આવા ત્રણ અથવા ચાર જોડયા હોય તો ત્રણ હંડરવેટ લાકડાં ઘણા માઇલ સુધી તેઓ ખેંચી જશે. આ કામ કરવામાં તેઓ એટલા ચપળ છે કે તેઓને હાંકનારની જરૂર પડતી નથી, પોતાનો બોજો ખાલી કીધા પછી તેઓ પોતાની ખાલી ગાડી લઇને જંગલમાં જાય છે, કે જ્યાં તેઓની મેહેનતના બદલામાં તેઓની સુકી માછલીનો ખોરાક ખવડાવવામાં આવે છે. આ પ્રાણીના પગ એવા બનાવેલા છે કે, તેને ઘણી ઝડપથી તરવા, સેહેલાઇથી ડુબકી મારવા, અને પાણીને તળિયેથી હરકોઈ ચિજ લાવવા શક્તિવાન કરે છે. મદદ કરવામાં તે એવો તત્પર છે તથા અકકલમાં એવો તો શાણો છે કે, અગણિત શખ્સોના પ્રાણ ડુબી જતાં એ જાતે બચાવ્યાં છે; અને આ કારણથી તથા તેના સર્વદા સારા સ્વભાવે કરીને તે સઘળાનો વાહાલો થયો છે.

"બ્લડહૌન્ડ" કુતરો ખુબસુરત રીતનું બનેલું પ્રાણી છે; તેનો રંગ ઘણો ખરો આછો લાલ અથવા તપખીરીઓ હોય છે; આગળના વખતમાં ઈંગ્લીશ લોકમાં એની પ્રતિષ્ઠા ઘણી હતી જંગલમાં ચોરાયલો અથવા શિકારીથી ઘાયલ થએલા નાઠેલા શિકારને પકડી લાવવા સારૂ તેને કામે લગાડતા હતા; પણ ચોર તથા લુટારાના પગલાંપરથી તેઓને શોધી કાઢવામાં તે એથી વધારે ઉપયોગી હતો. ઈંગ્લંડ દેશમાં પાછલા કામ સારૂ "બ્લડહૌન્ડ" કુતરાને હમણાં કામે લગાડવામાં આવતો નથી; પણ પાદશાહી જંગલમાંથી હરણ ચોરી જનારાને શોધી કાઢવાને તે કુતરાને હજુ કોઈ કોઈ વખતે કામે લગાડવામાં આવે છે, અને એ પ્રસંગે તે વિલક્ષણ અક્કલ તથા સુંઘવાની ઇંદ્રિની તીક્ષણતા બતાવેછે. તોપણ સ્પૅનીશ ઉવેસ્ટ ઈંડિઝમાં ગુનેહગારને પકડવા સારૂ હમેશ તેને કામે લગાડેછે.

"ફૉક્સ હૌન્ડ" કુતરામાં શક્તિ, ત્વરા અને સહનતા એ ગુણો હોયછે; તેના કેશ લીસા તથા તેનો રંગ તપખીરીઓ અને સફેદ હોયછે. ઈંગ્લાંડમાં લોકો તેને શિકાર કરવા સારૂજ માત્ર ( ઉછેરે છે ) પાળેછે.

" ગ્રેહૌન્ડ " કુત્રાનું માથું તથા શરીર લાંબું અને પાતળું, ભરાઉ આંખ, લાંબુ મોહ, તીણા તથા સફેત દાંત, નાના કાન તથા તેમાં જાડા કેશ, સીધી ગરદન, અને ભરાઉ છાતી હોય છે. તેના પગ લાંબા અને શોધા હોય છે. સઘળા કુત્રાનો જાતમાં તે ઝડપવાળો છે; અને જ્યારે તે બાર મહિનાનો થાય છે તારે તે શિકાર કરવા શીખે છે; જેમ બિજા કુત્રા વાસથી રસ્તો શોધે છે તેમ એ કુતરો નથી શોધતો પણ જોવાથી શોધી કાઢે છે.

" સ્પૅનિયલ " કુતરાની ઉત્પતિ સ્પેન દેસમાં છે કે જે ઉપરથી તેનું નામ પડેલું છે. આકૃતીમાં તે દેખાવડો હોય છે; તેના કાન લાંબા છે અને રેશમી કેશ છે કે જેના સોભાયમાન રીતે ગુચ્છાવળેલા હોય છે. તેની સૂંઘવાની ઈંદ્રી તીવ્ર છે. અને અક્કલ, શિખી શકવાનો ગુણ અને મમતાના ગુણ તેઓની પૂર્ણતામાં એ જાતના કુતરામાં છે. આ પ્રાણી એટલો તો માયાળુ છે કે પોતાના ધણીના મરણની દિલગિરિથી એ જાતના કુતરા મરી ગયેલાના દાખલા જણાયલા છે. લઈ આવવું; લઈ જવું અને ડુબકી મારવી અને એવી બિજી ઘણી તરેહની ઠગાઈ એ કુતરાને કરતાં શિખવી શકાય છે; પિછાંવાળાં પ્રાણી પાછળ લાગવાને મુખ્ય કરીને તે કામે લાગે છે અને આ કામ કરવામાં જે તે ધીરજ તથા એકાગ્રતા બતાવે છે તે ઘણા વખાણવા જોગ હોય છે.

આ શિવાય એવીજ અકકલવંત તથા ઉપયોગી કુતરાની બિજી ઘણી તરેહ છે. જેવી કે, ભરવાડનો કુતરો, હૅરિઅર્, સ્પૅનિશ્ પૉઇંટર્, ઇંગ્લિશ સેટર, અને બીગલ.

ગ્રનલંડ અને કામસ્ચૅટકામાં કુતરાઓ વગર પૈડાની ગાડી કે જેમાં મૂસાફરો બેઠા હોય છે તે ખેંચે છે; અને જો કે તેઓ કદે ઘણા મોટા નથી હોતા તો પણ તેઓને એટલું તો જોર અને ઝડપ અને દુ:ખના વખતમાં એટલી તો સબુરી હોય છે કે સાડા ત્રણ દિવશમાં તેઓ પોતાનો બોજો ૨૭૦ મૈલ દૂર લઇ જાય છે. બોજાનું વજન, રસ્તાની અડચણો અને એવી જાતની બિજી બિનાને લીધે એક ગાડીમાં તેઓમાંના ૩ થી તે ૨૦ સુધી જોડે છે. હૅાલંડ અને કેનેડામાં એ જાતનું કામ કરવા સારૂ કુતરાને કામે લગાડે છે; અને ઈંગ્લાંડમાં પણ આપણે કોઈ વખતે હલકાં ભારના નાના ગાડાને કુતરા જોડેલા જોઇએ છે.

" સેંટ બર્નર્ડ્ " કરીને કુતરાની એક ઉમદી જાત છે. તે કુતરાને ઈટલિઅને ફ્રાંસ ( છુટા પાડનારા ) વચ્ચે આવેલા આલપ્સ પર્વત પરના મઠોમાં રહેનારા વેરાગીઓ પાળે છે. બરફમાં જે મુસાફરો પોતાનો રસ્તો ભુલ્યા હોય તેઓને શોધ કરવા જવા સારૂ આ મજબુત તથ શિષ્ય કુતરાને કેળવેલા હોય છે. તેઓને ગળામાં ગલપટા ઘાલીને બાહાર મોકલે છે. કે જે ગલપટા સાથે બાંધેલી એક નાનો પીપ હોય તેમાં ભટકતાં મુસાફરોનો ખાવાસારૂ ખોરાક અને એક કાગળ હોય છે કે જેના ઉપર એવું લખેલું હોય છે કે, " આ કુતરાના પગલાં પાછળ આવો; તેઓ તમને સહી સલામત મઠમાં જવાનો રસ્તો બતાવશે કે જ્યાં તમારી સારી રીતે પરોણા ગત કરવામાં આવશે " આ પ્રમાણે બરફ વાળા પાહાડો પર (આ કુતરાથી ) ઘણા જણ દર વર્ષે બચે છે.

હિંદુસ્તાનમાં જે કુતરા છે તે અડધી જંગલીં હાલતમાં હોય છે તેથી કૂર અને ભયંકર પ્રાણી હોય છે. સઘળા દેશમાં તેઓ ગામડાના કચરા પટીનું કામ કરે છે. પાળેલા કુતરાના જેવા તેઓ ખુબ સુરત નથી હોતા. ગ્રેટબ્રિટન મધે ભરવાડના જે કુતરા થાય છે તે ઘણાજ નિમક હલાલ તથા અકકલવંત પ્રાણી છે, એ નીચેની ( ખરી ) વાત ઉપરથી તમને દેખાશે



# પાઠ ૧૩ મો

## સ્કાટલંડ દેશના ભરવાડનો એક છોકરો.

એક શનીવારની સાંજે હાલ્બર્ટની મા માંદી પડી હતી; અને જે ઝુ-પડીમાં તેઓ રહેતાં હતાં તે રસ્તાથી ઘણા દૂર ડુંગરોમાં હતી. બરફના (જ્યાંહાં ત્યાંહાં) ગુચ્છાં પડતાં હતાં અને માલકમે (જે ભરવાડનું નામ હ-તું) પોતાની સ્ત્રી સારૂ ગામડાંમાંથી કંઈ ઓષડ લાવવા સારૂ ત્યાં જ-વાના ઈરાદાથી પોતાની લાંબી લાકડી લીધી. નાના હાલ્બર્ટે કહ્યું, "પીતા, તમારા કરતાં અંધારી ખીણમાંનો મેંઢાનો રસ્તો વધારે સારી રીતે હું જાણુંછું. અને મારી આગળ શૅગ કુતરો ચાલશે, તેથી મને કંઈ ધાસ્તી નથી; (માટે) મને વૈદ્ય પાસે જવાદો, અને તમે ઘેર રહો અને મારી માને (દીલાસો) સુખ આપો." માલકમે કબુલ કીધું. હાલ્બર્ટને તેના બચપણથી જ તે ડુંગરોમાંથી જવાની ટેવ પડી હતી; અને શૅગ પોતાના નાના શેઠ સાથે પોતાની પુંછડી હલાવતો હલાવતો અને ઘણા કુદકા મારતો તથા મોહોના ચાળા કરતો બહાર જવા નિકળ્યો. તેઓ સહી સલામત આગળ ચાલ્યા. હાલ્બર્ટ તે ગામડે પોહોંચ્યો ને વૈદ્યને મળ્યો અને પોતાતી માને સારૂ ઓષધ લીધું અને પછી ખુશાલી ભરેલે દીલે પોતાને ઘેર જવું શરૂ કર્યું.

રસ્તો બરોબર છે કે નહીં તે જાણવા સારૂ શૅગ આગળ ચાલતો હતો; તે એકાએક ઉભો અને આસપાસ સુંઘવા તથા શ્વાસ કાઢવા લાગ્યો. હાલર્બ્ટે કહ્યું; "શૅગ, આગળ ચાલ" (પણ) શૅગ આગળ ચાલ્યો નહીં. તે છોકરાએ ફરીથી કહ્યું, "શૅગ આગળ ચાલ; આપણે લગભગ ખિણના શિ-ખરે આવ્યા છીએ; તું બરોબર જો, એટલે આપણી બારીમાંથી જે મીણબ-તી ધીમે ધીમે બળે છે તે તું જોશે.' શૅગ કુતરો પેહેલ વેહેલો હઠીલો માલમ પડયો, તેથી આખરે હાલ્બર્ટ એકલો પોતાના સોબતીની ચેતવણી ના પોકારપર લક્ષ ન આપતાં આગળ ચાલ્યો. તે થોડાંક પગલાં આગળ નહી ગયો એટલામાં બરફના ઢગલાથી ઢંકાયેલી એક ઉચી ટેકરી ઉપર-થી નીચે પડયો.

પોતાના છોકરાના રસ્તા પર રોશની પડે માટે માલકમે હેતથી જે નાની મીણબતી મૂકી હતી તેનો મોગરો કાપતો હતો; દેવતા ઉપર લા-કડાં મુકતો હતો; અને પોતાની સ્ત્રીને દીસાસો આપતો હતો કે જે દી-લાસામા તેનું દીલ સામેલ થઈ શકતું નહોતું. તે બારણા આગળ વારંવાર જતો, પણ કડકડ ભાગતા બરફનો કંઇ અવાજ તેને સંભળાયો નહી,

અથવા બરફના વિશાળ મેદાનમાં કોઈ પણ આકૃતિનો છાયો પડયો નહી. હાલ્બર્ટની ગરીબ મા બોલી કે, " કદાચ વૈદ્ય ઘેર નહી હશે માટે તેને સારૂ તે ખોટી થયો હશે " તે પોતાના છોકરાની ગેર હાજરીનાં દુ:ખથી એટલી તો બેચેન થઈ કે પોતાનું દુ:ખ વિસરી ગઈ. નજદીક મધ્યરાત્ર થઈ ત્યારે માલકમે પોતાના કુતરાનો સારી રીતે જણાયલો અવાજ સાંભળ્યો. તેજ પળે તે મા બાપ એ બે જણ બોલ્યાં, " મારા છોકરા, મારા છોકરા." તે ઝુપડીનું બારણું ઉઘાડીને રૅાગ કુતરો પોતાના ધણી શિવાય અંદર ગયો. ને મા બોલી, "મારો બાહાદુર છોકરો બરફમાં મરી ગયો હશે" એટલામાં પાટીઆંની જમીનપર જે કુતરો હાંફતો પડેલો હતો તેની ગરદન આસપાસ એક નાનું પડીકું તે છોકરાના પીતાએ દીઠું. તે ભરવાડ બોલ્યો. "આપણો છોકરો જીવેછે. તેના રૂમાલે બાંધેલું આ ઓષડ છે; તે કોઈ ખાડામાં પડયોછે પણ ત્યાં તે સલામત છે. ઈશ્વિર ઉપર ભરોંસો રાખ. હું બાહાર જાઉછું અને મારા છોકરાના બચાવ સારૂ રૅાગ કુતરો મને સહી સલામત લઈ જશે." એક પળમાં રૅાગ ઉભો થયો અને તેઓ બે જણ ઝુપડીમાંથી નિકળ્યા એટલે રૅાગે પોતાની બેહદ ખુશી બતાવી; પોતાના પાહાડી રેહેઠાણમાં તે એકલી હતી, પોતાની એકાંત ઝુપડીની આસપાસ બરફ પડતો તથા વા વાતો હતો. પોતાના છોકરાના ભય વિશે તે ખચીત હતી અને તેને બિજી ધાસ્તી એ હતી કે રખે પોતાનો ખાવંદ પણ વળી માર્યો જાય; એવા વખતે તે છોકરાની મા કેવા દુઃખમાં હતી એનો વિચાર તમે કરો; એક ગરીબ કુતરાની અક્કલ ઉપર બે જીવની હયાતીનો આધાર છે એવુ તેણે લાગ્યું; પણ તેને માલમ હતું કે, મુંગા પ્રાણીના પગલાને રસ્તો ઈશ્વિર માત્ર બતાવશે, માટે પોતાના હાથ એક બિજા સાથે મજબુત ધરીને ઘણા દીલોજાનથી તે સાહેબની પ્રાર્થના કરીકે, " ઓ સાહેબ, મારા ઉપર આ ઘણી સખ્ત મુસીબત આવી પડી છે, તેમાં તુ મને છોડી દેતો નહી ".

કેટલીક વાર સુધી રૅાગ સીધો ઘણી સાવધગીરીથી આગળ ચાલ્યો. અને જે ટેકરીની નીચે હાલ્બર્ટ પડયો હતો ત્યાં જવાનો જે રસ્તો હતો ત્યાં રૅાગ ગયો. ઉતરાણ ઉભું અને ભય ભરેલું હતું, તેથી ઝાડોની બરફથી ઢંકાએલી ડાંખલી પર ટેકો દેવાની માલકમને ફરજ પડી હતી. દૈવયોગે એટલામાં બરફ પડતો બંધ થયો, અને ચંદ્ર પાસેથી વાદળાં વીખરાવવા લાગ્યાં. જે ખાડામાં માલકમનો છોકરો પડયો હતો તેની નીચે તથા સામેની કોરપર તે આખરે ઉભો રહી તેણે બુમ પાડી તથ

પોતાની આંખ ઝીણી કરીને જોયું; પણ કંઈ જોઈ અથવા સાંભળી શ- કયો નહીં. ઘણા ખરા શીધા નીચાણ તરફ શગ ચાલ્યો. અને માલકમે સઘળું જોખમ વેઠીને તેની પાછળ જવાનો ઠરાવ કર્યો. તળિયે ગયા પછી જે ખડક ઘણો ખરો બરફથી ઢંકાઇ ગયો હતો, તેની બાહાર નીકળી આવતી ટેકરી ઉપર શૅગે ચઢીને ઘણા જોરથી ઉખેડવા તથા શોક કરવા માંડયું. માલકમ તેની પાછળ ગયો અને કંઇક શોધ કર્યા પછી પોતાના છોકરાનું મુયેલા જેવું શરીર તેને દેખાયું. ઉતાવળથી તેણે તેનું બદન કે જે લોહી અને બરફથી બોળાઈ ગર્ક થયું હતું તે ફાડી નાંખ્યું. અને હાલ્બર્ટને પોતાની પચરંગી પીછોડીમાં વિટાળી પોતાના ખભા પાછળ બાંધી લીધો, અને ઘણી મેહેનત તથા અડચણ ભોગવી તે ઉપર ચઢયો. હાલ્બર્ટને તેની માની પથારીમાં સુવાડયો. અને ઘણી મહેનતે તેને તેની ભયંકર ઉંઘમાંથી જગાડયો. તે ઘણો દબાઇ ગયો હતો અને તેનો ઘુટણ ઉતરી ગયો હતો, પણ બિજી કંઈ ઇજા તેને થઈ નહોતી. જ્યારે તે શુ- દ્ધિમાં આવ્યો ત્યારે પોતાની માને જોઈને બોલ્યો, "ઇશ્વરનો ઉપકાર માનો; પણ મા, તમને ઓષડ મળ્યું?" જ્યારે તે ખાડામાં પડયો તારે શૅગ તેની પાછળ નીચે ઉતર્યો હતો. અને તે હેતવાળા છોકરામાં જે કંઈ જોર રહ્યું હતું તે વડે કુતરાની ગરદને વૈદ્યે આપેલું પડીકું બાંધ્યુ અને તે ઘેર લઈ જવાને તેને ફરમાવ્યું.

આ બન્યાને ઘણાં વર્ષ હાલ થયાં છે; અને શૅગ હમણા જો કે ઘરડો થયોછે તથા તેના કેશ સફેદ થયાછે તોપણ તે પોતાના ધણીની પાછળ સાથે જાયછે અને તેનો ધણી સ્કાટલંડના ખુશનુમાં ડુંગરોના ઘણા ખુબસુરત તથા વિશ્વાસુ ભરવાડોમાંનો એક ભરવાડ છે.



## પાઠ ૧૪ મો.

### પ્રજાની સ્તુતી.

હે પરમેશ્વર! અમારી દયાવંત રાણીને બચાવ (રક્ષણ કર), વિ- કટોરીઆ લાંબા વખત સુધી રાજ કરે; પરમેશ્વર! અમારી રાણીને બચાવ!

અમારા પર લાંબા વખત સુધી રાજ્ય કરવાને તેણીને વિજયી, સુ- ખી અને કીર્ત્તિવંત મોકલ; પરમેશ્વર! રાણીને બચાવ! ઓ પરમેશ્વર! અમારો ઇષ્ટદેવ! તારી સત્તા વાપર, તેણીના શત્રુને વિખેરી નાંખ, અને

તેઓની પડતી કર, તેઓના કાવતરા ગુંચવી નાંખ (નકામાકર), તેઓનાં લુચ્ચાઈ ભરેલા કાવતરાં નિષ્ફળ કર, અમે તારા ઉપર આશા રાખીએ રાખીએ છીએ. હે પરમેશ્વર! અમને બધાને બચાવ!

તારી સર્વોત્તમ બક્ષીસ તેણીને જથાબંધ આપવાને મેહેરબાની કર, લાંબા વખત સુધી તે રાજ કરે! અમારા કાયદા તે બચાવે, અને અંતઃકરણથી ને મોહોડેથી હમેશાં ગાવાનુ કારણ અમને આપ, હે પરમેશ્વર! રાણીને બચાવ!

ત્રીજા જ્યોર્જે લખેલી કવિતા.

હે પરમેશ્વર! દરેક છુપા શત્રુથી ને મારાના ઘામાંથી રાજાને બચાવ! તેના ઉપર તારા હાથ ફેલાવ.

બ્રિટનની ખાતર અમારા પાળક, રાજા અને મિત્રને બચાવ! હે પરમેશ્વર! રાજાને બચાવ!



## પાઠ ૧૫ મો.

---

### બહાદુર બોબી વિષે.

કેટલાએક વરસ ઉપર ઉવૉશિંગટન નામનુ જે અમેરિકાનું વહાણ ચીન ખાતે જવાનું હતું, તે વાહાણપર બીજા ઉતારૂઓમાં એક અમલદાર, તેની સ્ત્રી, અને એક પાંચ વર્ષનો નાનો છોકરો, અને એક બૅાબી નામનો કુતરો હતો. વહાણુમાંના દરેક માણુસ બૅાબીને ચાહાતા હતા. તે સારા સ્વભાવનો અને રમતીઆળ હતો; પણ તે નાનો છોકરો તે કુતરાનો હમેશાંનો સોબતી હતો. તે આનંદી નાનો છોકરો હતો, અને જેટલો બૅાબી તેનો શોખીલો હતો, તેટલો તે બૅાબોનો શોખીલો હતો.

એક સાંજરે જ્યારે અંધારૂ થતું હતું ત્યારે તે નાનો છોકરો અને તે કુતરો એકઠા ધીંગા મસ્તી કરતા હતા. તે વહાણે ઝોકું ખાધું અને તે છોકરો ઉછળીને મહાસાગરમાં પડયો. "કોઈ પડયું રે પડયુ" એવી બૂમ પડી, અને બહાદુર બૅાબીએ વહાણુના કઠેરા ઉપરથી કૂદકો માર્યો, અને ગ્રેહાઉન્ડ કુતરાની માફક કૂદી પડયો, અને વહાણુના પાછલા ભાગ તરફ તર્યો.

તે નાના છોકરાનો બાપ અડધો ગાંડા જેવો થઇ ગયો, હવા ખાવાની હોડીમાં બીજાઓ સાથે કુદી પડયો; પણ તેમની આગળ જોવાને ઘણુંજ અંધારૂ

થયુ હતું, અને સઘળા માણુસે છોકરાની આશા છોડી દીધી.

આખરે તેઓએ વહાણુની ડાબી બાજુ તરફ એક ઉછાળો સાંભ ળ્યો. તે બાપે કહ્યું "જલદીથી હલેશાં મારો." સુકાનીએ સુકાનનો હાથો ફેરવ્યો, માણુસોએ ચારગણાં જોરથી હલેશાં માર્યા, અને બાહાદૂર બૉબી એક પળમાં પોતાના મોંમાં છોકરાને લેઇને એક બાજુએ આવ્યો.

તે મચ્છવાને વહાણુ તરફ હલેશાં મારીને પાછો લેઈ ગયા, અડધો ડુબેલો છોકરો સાજો થયો, તે માબાપો ખુશી થયા, અને બાહાદુર બૉ-બીને સઘળાએ થાપડયો, અને ભેટયો.

તે નાના છોકરાએ પોતાના વહાલાને પોતાના હાથમાં કોટી કરી, અને વહાણુ ઉપરનુ દરેક માણુસ જેમ બાપ પોતાના છોકરાને ચાહે છે, તેમ ચાહતુ હતું.

( કેઇપ ઓફ ગુડ હોપ) સારી ઓશાની ભુશી આગળ ઉતારૂઓ ઉતરવાના હતા. તે અમલદાર પોતાની સ્ત્રી અને છોકરાને લેઇને હોડીમાં ગયો, પણુ તેણે તે મચ્છવો જ્યાં સુધી વહાણુથી કેટલેક દુર ગયો ત્યાં સુધી ન્યુફાઉન્ડલાન્ડ કુતરાને ગળપટાથી મજબુત ઝાલી રાખવાનું ખારવા-ઓને કહ્યું.

તેણે કહ્યું કે તે કેવો જબરો તરનાર છે તે તમે પછી જોશો. બ-હાદુર બૉબીએ છૂટો થવાને ખેંચ તાણુ કરી અને તરફડીયાં માર્યા; પણુ સઘળું નીષ્ફળ ગયું; કારણુ કે જ્યાં સુધી તે મચ્છવો કિનારા પાસે ગયો, ત્યાં સુધી તેને (કુતરાને) તેઓ ( ખારવાઓએ ) ઝાલી રાખ્યો હતો. જેવો તે અમલદારે પોતાનો રૂમાલ એક નિશાની તરીકે ઉંચો કર્યો, કે તરતજ તે કુતરાને છુટો મૂકયો; તે દરીઆમાં જુસ્સાબંધ પડયો, અને ઘણીજ હિંમતથી મોજા કાપતો ચાલ્યો. એકાએક તે ગરીબ પ્રાણીએ એક તીક્ષણુ બુમ પાડી અને પાણીની બહાર નીકળી આવ્યો. પેહેલા એવું વિચાર્યું કે તેને આંકડી આવી હશે. પણુ તે તો તેનાં કરતાં ખરાબ હતું. એક શાર્ક માછલી તેની પાછળ થઈ હતી. તે હોડીથી તે વાહાણુ પરના માણુસોએ પોકાર કીધો કે, "શાર્ક, શાર્ક." બૉબી ડાબાથી તે જ-મણી અને જમણીથી ડાબી તરફ તરવા લાગ્યો, પાણીમાં ડુબકી મારી, એવડો ફેરો માર્યો, દાંત દેખાડવા લાગ્યો, અને એમ કરીને શાર્ક માછલીને તેની પીઠપર ફાવવાની તક આપી નહીં કે જે તે પીઠપર પકડયા વગર તે માછલી તેને કરડી શકતી નથી.

તે ગરીબ પ્રાણીને બચાવવા સારૂ તે હોડી ઉતાવળે પાછી હંકારી;

પણ તે શાર્ક માછલી ક્રૂર તથા ઝડપવાળી હતી; ગરીબ બૉબિ તર્યો, ડુબકી મારી, અને ઘણો ખરો થાકી ગયો હતો. તે હોડી પાસે આવી એટલામાં તે શાર્ક માછલીએ તેની પીઠ પકડી પોતાનું ભયંકર મોં ઉઘાડ્યું. તે વખતેજ બૉબિ મરી ગયો હોત, પણ તેના ધણીએ તે શાર્ક માછલી તરફ પોતાની બંદુક ધરીને ફોડી. તે દરિયાનું પાણી લોહી જેવા રંગનું થયું અને તે માછલીના જડબાના ચુરે ચુરા થઈ ગયા. તે અમલદારે તે કુતરાને ખેંચી લીધો; તે છોકરાએ પોતાના નાના હાથવડે તેની કોટી કરી, અને તે હોડીના માણસોએ તથા તે વાહાણના ખલાસિઓએ ખુશીથી પોકાર કીધો, "હુરેહ, હુરેહ, બૉબ બચ્યો છે; શાર્ક માછલીનો નાશ થયો છે. હુરેહ! હુરેહ."

## પાઠ ૧૬ મો.

### વરૂ.

વરૂ પોતાના બહારના આકારમાં તથા અંદરની શરીર રચના એ બન્નેમાં કુતરાને ઘણો મળતો આવે છે; પણ તે (ભલાં) પ્રાણીમાં હળી મળી જવા તથા ઉપયોગી થવાના જે ગુણો છે તેમાં એ કોગુણ એ પ્રાણીમાં નથી. મનુષ્ય જાતીના ઘણાજ જંગલી શત્રુઓમાંના એક શત્રુ દાખલ તેની હમેશાં ધાસ્તી રાખવામાં આવે છે. જે દેશમાં વરૂ ઘણા હોય છે, ત્યાંહાં એ પ્રાણીઓનાં સઘળાં ટોળાં પોતાનો શિકાર શોધવા સારૂ જંગલમાંથી બહાર અથવા પાહાડોપરથી નીચે આવે છે. મેંઢાંનાં ઘોઢાપર તેઓ હુમલ્લો કરે છે; ગામમાં દાખલ થાય છે. અને મેંઢા, ડુક્કર, વાછરડા, અને વળી કુતરાને લઈ જાય છે. આ નાશ કરનારાઓની સામે પાળેલાં પ્રાણીમાંથી ઘોડો અને બળદ માત્ર થાય છે. તેઓ વરૂની મોટી સંખ્યા તથા તેઓના વારંવાર થતા હુમલાને લીધે ઘણી વખતે હારી જાય છે; વળી માણસ કોઈપણ પ્રસંગે તેઓની ક્રૂરતાનો ભોગ થઈપડે છે. શિયાળામાં જ્યારે ટાઢ ઘણી કડકડતી પડે છે, બરફ મોટા જથ્થામાં જમીનપર પડે છે, અને ખોરાક મેળવવાને ઘણી મુશીબત પડે છે, ત્યારે આ પ્રાણીઓ જે નાશ કરે છે તે હમેશા ભયકર હોય છે. યુરોપ, એશિયા, અને અમેરિકા ખંડના ઘણા ખરા મુલ-

કોમાં વરૂઓ હોય છે; પણ યુરોપમાં વસ્તી તથા ખેતીવાડીના વધારાને લીધે એ પ્રાણીની સંખ્યા ઘણી ઓછી થઈ છે. એક વખતે બ્રિટન દેશમાં તેઓનો અતી ઘણો ઉપદ્રવ હતો, અને થોડા વર્ષ પહેલાં આયર્લાંડમાં પણ તેમજ હતું; એ વખતે વરૂના માથાની અમુક સંખ્યા રાજા આગળ લઈ આવ્યાથી લોકોને જમીન આપવામાં આવતી હતી; પણ એ બંને દેશમાં તેઓનું જડમૂળ કાઢી નાખવામાં આવ્યું છે.

## પાઠ ૧૭ મો

### કસરત વિશે.

અરે! જ્યારે નરમ પડી જતી તનદુરસ્તી અને જુસ્સા આડે માગ જાય છે ત્યારે પરમેશ્વરની આપેલી મોટામાં મોટી બક્ષીસો શા કામની છે? ત્યારે જે જે આપી શકાય છે. તે કેવું બેસ્વાદ લાગે છે! તંનદુરસ્તી એ સુખનું પ્રાણ રક્ષકનું મુળ છે, અને કસરત એ તંનદુરસ્તીનું છે. આની સાબીતીમાં જે કંગાળ દુઃખના અથાગ ખાડામાં જલદીથી ગરક થઇ ગયેલી જીંદગાની ગુમાવે છે, તેને તમો જુઓ. અને જેને મહેનતે અને મરદાની કસરતે મજબુત કરેલો છે તેનો દરેક અવયવ હવાની માફક હલકો છે, અને દરેક વિચાર હવાની માફક સ્વચ્છ છે.

## પાઠ ૧૮ મો.

### શિયાળ.

શિયાળ એ કુતરાની જાતનું ચોપગું પ્રાણી છે. દુનિયામાં ઘણા ખરા દરેક ભાગમાં આ પ્રાણી મળે છે. તેનો રંગ તપખિરીયો હોય છે; તેનું મોહ તીક્ષણ હોય છે; તેના કાન ઉભા તથા અણીદાર હોય છે; તેની પૂંછડી સીધી તથા જાડી અને છેડે સફેદ થયેલી હોય છે. તેનું ઘણું ખરૂં રહેઠાણ ગુફા, જમીનની સપાટી નીચે બનાવેલું મોટું દર, અથવા ખડકની કોઈક ઉંડી ફાટમાં હોય છે. સાંજ સુધી તે કદાચ બહાર જાય છે; અને સવાર સુધી જંગલ અને ખેતરોમાં ખોરાક સારૂ તે ભટકે છે. સસલાં, મરઘાં, કુકડાં, પીછાંવાળા શિકારનાં પ્રાણી, છછુંદર અને ઊંદર ખાઈ તે જીવે છે. અને એવું જણાયેલું છે કે તે ફળનો ઘણો શોખીલો છે.

તેનો અવાજ કુતરાનું એક જાતના ભસવા જેવો છે.

જો કે શિયાળ મરઘાં, કુકડાં તથા શિકારના પ્રાણીનો નાશ કરે છે. તથા કોઈ વેળાએ મેંઢાંને ગળી જવા અથવા લઈ જવાની છુટ લેછે, તો પણ ઘણા દુઃખકારક પ્રાણીઓનો નાશ કરવાથી તે માણસની ચાકરી બજાવે છે. તેની ચામડીને નરમ તથા ગરમ રૂઆં હોય છે કે જે ગળપટા, હાથના મોજાં અને શિયાળાના પોશાકના અસ્તર સારૂ કામે લાગેછે.

ઘણા દેશોમાં અને તેમાં વિશેષે કરીને ઇંગ્લંડમાં શિયાળનો શિકાર કરવો એ એક પ્યારી ખેતરની રમત છે. શિકારી કુતરા સાથે ગ્રહસ્થો તેનો શિકાર કરે છે. એવું જણાયલું છે કે, તે પચીશ મૈલ દોડે છે તથા પોતાની જીંદગી બચાવવા માટે કુતરા તેમજ ઘોડા અને શિકારીઓને દોડાવી થકાવી નાખે છે.

શિકાર મેળવવા તથા પોતાના શત્રુથી દૂર રહેવાને જે જે તરેહવાર યુકિત તે વાપરે છે તેને માટે વ્યાજબી રીતે તેનું લુચ્ચો નામ પડયુ છે. અને તે ઉપરથી " શિયાળ જેવો લુચ્ચો અથવા યુકિત વાળો " એવી કેહેણી નીકળી છે. આ યુકિત અથવા લુચ્ચાઇના ઘણા દાખલા કહેલા છે. એક શિયાળની પાછળ પારધી લાગેલો હતો, પણ તે વારંવાર એક ટેકરી ઉપરથી જતો દેખાયાથી હમેષાં બચી જતો હતો; અને ઘણું ખરૂં એવું બનતું કે કુતરાઓમાં ઘણા ખરા તેનો શિકાર કરવાની આતુરતાથી તેની પાછળ જે જતાં તેમાંના ઘણા ખરા માર્યા જતા હતા, તે જગા શોધતા શિકારીઓને દૈવયોગે તે ઉભી ટેકરીના મથાળાં નીચે જે તે શિયાળનું દર હતું. તે માલમ પડયું; અને પોતાના દાંત વતી તે દરની પાસે જે ડાંખળી ઉગેલી હતી તે પકડીને તે દરમાં હિંચકા ખાવાની તેનામાં કળા હતી કે જાંહાંથી બીન ધાસ્તીએ હરેક પળે ઉપર ચઢવાને તે શકિતવાન હતો પણ માણસની બુદ્ધિએ શિઆળની લુચ્ચાઇથી સરસ હોય છે. તે પારધીએ તે ડાંખળી કાપી નાંખી અને બીજી વખતે તે શિઆળની પાછળ તેઓ લાગ્યા એટલે તે શિયાળ તે ડાંખળી તાંહાં હશે એવું જાણીને તેને આગળની માફક પકડવા ગયો; પણ અલબત તે પોતાની નેમ (ધારણા ચુકયો અને ખડકમાં નીચે પડવાથી જાણે કુતરાઓએ તેને ફાડી નાખીને તેના કટકે કટકા કર્યા હોય તે માફક તેના ચુરેચુરા થઈ ગયા.

હિંદુસ્તાનમાં કોહોલું જે સાધારણ પ્રાણી છે તે દેખાવમાં શિયાળને મળતું છે; પણ તેની ચાલ ચલણ વરૂને મળતી છે.

# પાઠ ૧૯ મો.

---

## હાથી.

સઘળાં પ્રાણી કરતાં જોરાવર તથા મોટો પ્રાણી હાથી એ થાન ધાવીને મોટા થનારા પ્રાણીના વર્ગને લગતો છે, કે જે વર્ગને જાડી ચામડીવાળા અથવા "પૅકિડર્મેટા કરીને કહે છે. ( એજ વર્ગમાં ગેંડા અને નદી અથવા દરીઆઈ ઘોડો આપણે મુકીએ છે (ગણીએ છે) હાથી આફ્રિકા તથા હંદુસ્તાન એ બન્નેનો વતની છે. તેના શરીરનું કદ મોટું હોયછે; તેના મોટા પગ થાંભલા જેવા છે; તેની આંખ નાની, પણ ચંચલ હોયછે; અને તેના કાન મોટા હોય છે. હાથીના માથાને ટેકો આપવા સારૂ તેની ગરદન ટુંકી અને જાડી હોય છે; પણ તેનામાં વિચિત્ર દેખાવ એ છે કે, તેના નાકને બદલે તેના મોહ ઉપર સુંઢ છે અને જેને તેની મરજીમાં આવે તેમ તે ફેરવી શકે છે. નાની અથવા મોટી એ બેમાંની હરેક વસ્તુ પોતાની સુંઢ વડે હાથી ઉપાડી શકે છે. એ સુંઢ નાના ઝાડોને તેનના મૂળ સહિત ઉખેડી કાઢવાને શકિતવાન છે, તથા તે વળી ટાંકણી પણ ઉંચકી શકેછે. સુંઢ એ પીવાનું વાસણ છે; કારણ કે જ્યારે તેને પાણી પીવાની ઇચ્છા થાય છે. તારે સુંઢ પાણીથી ભરાય છે. ત્યાહાં સુધી તેવડે પાણી ચુશી લે છે અને પછી તેને પોતાના મોહ તરફ વાળે છે અને પછી મોહમાં પાણી રેડે છે. નાહાવાને હાથી શોખીલો છે અને પોતાની સુંઢથી પોતાના ઉપર પાણી છાંટે છે. કવિતાના નીચેના તરજુમામાં જે રીતે વર્ણન કર્યું છે તેમ ઝાડોની ડાંખલીએ સુંઢવતી તે પોતાને પવન નાંખે છે.

જંગલ તથા કાંટાવાળી ઝાડીમાં અને જે નેતરો ( બાબુ ) કડકડ અવાજ કરીને તેના રસ્તામાં પડતી તેમાંથી તથા ટૅસલગ્રાસ ( ઘાસવાળા જમીનના ઢેબાં) માંથી કે ઘાસના જે રૂપેરી (સફેદ) પીછાં (પાત્રાં) ઉડેછે ને જે નાના ઝાડોથી ઊંચે હોય છે તેમાં થઇને પગે ચાલતો ચાલતો હાથી પેલા પારદર્શક ઝરામાંથી પાણી પીવા બપોરે આવે છે. જો ! તે પોતાની સુંઢ ઉંધી ફેરવીને ઉચે ખુશનુમા પાણી ઉરાડે છે. અને હમણાં પેલા તાડના ઝાડના પોહોળાં પાત્રાંવાળી ડાખળી તોડી લઇને ( કમજોર ) સ્થીર હવામાં મોજાના જેવી ગતીએ તે ડાંખલી અહીં તહીં હલાવી (પોતાને) પંખો નાખે છે.

આ દેશમાં (હીદુસ્તાનમાં) કેટલાક હાથીનેજ લાંબાં દાત હોય છે; દક્ષિણ આફ્રિકામાં મૂળો ઉપર હાથી પોતાનો નિર્વાહ કરે છે; અને ત્યાં પોતાનો ખોરાક ખોદી કાઢવા સારૂ હાથી તેમજ હાથણુ એ બન્નેને પણ લાંબા દાંત હોયછે.

હાથી જ્યારે પાળેલો હોય છે ત્યારે તે અકકલવાળો, ગરીબ, અને આજ્ઞાંકિત હોય છે. તેની ગરદન ઉપર જે માહાવત બેસે છે, તે જે નિશાની કરે છે, તે સમજે છે. અને અંકુશ કે જે છેડે વળેલો હોય છે, તે વતી તેને ચલાવે છે. લોકોને તેના પર બેસવાને શકિતવાન કરવા માટે તે પોતાના ઘુંટણ મરડે છે તથા પોતાપર ભાર મૂકવાને વળી તે પોતાની સુંઢવતી મદદ કરે છે. બંદુકના દારૂની શોધ પેહેલાં લડાઈમાં હાથી કામમાં આવતા હતા; ઘણું કરીને હમણાં તેઓને ભાર લઈ જવાના કામમાં આણેછે. હાથી ઘણું ખરૂં ૧૨૦ વર્ષ જીવેછે. સિલોનના રેહેવાસી તેમને નીચે પ્રમાણે પકડી પાળેછે.

જ્યાં હાથી રહેછે એવું જંગલ સિલોનના લોકોને માલમ પડેછે ત્યારે તેઓ મજબુત કઠેરા તથા ચકરવાળો એક મોટો ઘેરો બનાવેછે, કે જેનુ મજબુત બારણું હાથી પકડવા સારૂ જાણી જોઇને ઉઘાડુ રાખેલુ હોય છે. પછી તેઓ પોતાના પાળેલા હાથીઓમાંના એક બે છુટા મુકી દે છે કે જેઓ રાની હાથી સાથે જઈ મળે છે અને તે ઘેરામાં તેઓને આવવા લલચાવે છે. આ રાની હાથીમાંનો એકાદ તે ઘેરામાં દાખલ થયો એટલે જે માણસ તાંહાં હાજર ઉભો હોય છે, તે પેલા દરવાજા બંધ કરે છે અને તેને બંધીવાન કરે છે. તે પ્રાણી આવી રીતે સપડાયો એવું તેને માલમ પડે છે, એટલે તે ઘણો જોસ્સાવાળો થઇ નાહાસી જવા કોશેશ કરે છે; પણ તરતજ સઉથી મોટા કદ તથા જોરવાળા બે પાળેલા હાથ્થી તાંહાં જે તે કારણ સર રાખેલા હોય છે તેઓ તેની દરેક બાજુએ એકેકો આગળ આવે છે અને જાંહાં સુધી તે વધારે શાંત થાય છે, તાંહાં સુધી તેને પોતાની સુંઢવતી માર મારે છે. પાછળથી પછી જે માણસ આવે છે તે તેનાં પાછલા પગના દરેકને એક ઘણું મોટું દોરડું બાંધે છે અને તેનો બીજો છેડો બે મોટાં ઝાડ સાથે બાંધે છે. કેટલાક કલાક સુધી તેને ભૂખ્યો રાખવામાં આવે છે; અને તેટલા વખતમાં ઘણું કરીને તે એટલો તો અશીલ થઈ જાય છે કે જે તબેલો તેને વાસ્તે તૈયાર કરેલો હોય છે, તેમાં પોતાને લઇ જવા દેછે, કે જાંહાં તે પોતાની બાકીની જીંદગી ઘોડા અથવા બીજા કોઈ ઘરમાં પાળેલા પ્રાણી માફક કાઢે છે.

સુરત શેહેર કે જાહાં પાળેલા ઘણા હાથ્થી રાખેલા હતા તાંહાં પાણી પીવાને રસ્તે આ હાથ્થીઓને લઈ જવામાં આવતાં હતાં. તે જગાની પાસેમાં એક ઝુંપડી હતી કે જાંહાં એક દરજી બેશી સીવવાનું કામ કરતો. આ પશુમાં મોટામાંના એક સાથે આ દરજીએ ઓળખાણ કરી, અને જ્યારે તે હાથ્થી તેના બારણા આગળથી જતો તારે તેને વનસ્પતી તથા મેવો તે દરજી આપતો હતો. બારીમાં તે હાથ્થીને પોતાની સૂંઢ મુકવાની ટેવ પડી હતી, અને જે કંઇ પોતાનો મિત્ર તેને આપતો હતો તે બારીમાંથી સુંઢ ઘાલીને તે લેતો હતો; પણ હાથી જેવા જોરાવર તથા કદવાળાં પ્રાણીને ખિજવવું એ કેવું ધાસ્તી ભરેલું છે એ વિશે વિચાર ન કરતાં એક દિવસે તે દરજીના મનમાં કંઈ ખરાબ બુદ્ધિએ પ્રવેશ કર્યો; તેથી તેણે હમેશની માફક જ્યારે તે હાથીએ પોતાની સૂંઢ બારીમાં ઘાલી, એટલે તેને કંઈ ખાવાનું આપવાને બદલે પોતાની સોય ભોકી. તરતજ તે પ્રાણીએ પોતાની સૂંઢ પાછી ખેંચી લીધી અને ગુસ્સાનું કંઈ પણ ચિન્હ બતાવ્યા વગર બીજા હાથ્થી સાથે પાણી પીવા ગયો; પણ પોતાની તરસ મટાડયા પછી કાદવ વાળું જેટલું પાણી મળ્યું તેટલું પોતાની સૂંઢ કે જેમાં કેટલાક સો ગાલન પાણી માય છે, તેમાં તે પાણી ભરીને પાછો ફરતા તે જેવો દરજીની દૂકાને આવ્યો, એટલે તેણે તે સઘળું પાણી એવા ઇરાદાથી તેના મોહ ઉપર ખાલી કરયું, કે તેને નવાહાડી દીધો અને ઘણો ખરો ડુબાવી દીધો અને આવી રીતે વાજબી રીતે સજા તેણે દોસ્તીનો ભંગ કીધો તથા ખરાબ સ્વભાવ બતાવ્યો માટે કરી.



## પાઠ ૨૦ મો.

### અરબસ્થાનમાં (ની) પરોણાગત.

આરબોમાં ભટકનારી જાતો તંબુઓમાં રહે છે; અને પોતાની આસપાસ પોતાના મેંઢા ચરાવે છે અને જ્યારે પોતાની આસપાસની લીલોતરી ખલાસ થાય છે, ત્યારે બીજી પરગણામાં જાય છે. આ જાતમાંની એક જાતના કુટુંબે જ્યારે એક મુસાફર હિંદુસ્તાન જતો ત્યારે તેની જે સારી રીતે બરદાસ કરી હતી તે વખતમાં તેણે તેઓની રીતભાત તથા ચાલચલણ પોતાની મુલાકાત કરતાં જોઇ હતી તેનું વર્ણન તે આ પ્રમાણે કરેછે. તે કહે છે કે, "મારી પરોણાચાકરી કરવાને પુછવું નહિ

એવી મને સલ્લાહ મળી હતી, પણ તેઓની રીતભાત પ્રમાણે તેનો દાવો કરવો; માટે પુર્ણ વિશ્વાસથી હું તાંહાંના સઉથી સારા તંબુ આગળ ઘોડો દોડાવતો ગયો. અને તે પરથી ઉતરીને તંબુમાં દાખલ થયો. સ્ત્રીઓ, તથા છોકરાં પોતાનાં ઢોરને તંબુમાં હાંકી કાઢવાને કામે લાગેલાં હતાં, અને થોડી મીનીટ નહીં દેખાઉ એવી રીતે હું બેઠો. છેલ્લે પાસેના તંબુનો ધણી અંદર આવ્યો અને મને કહ્યુ કે, "સાહેબ મેહેરબાન, તમે આવ્યા તે ઘણું સારૂં થયું; અને તરતજ દેવતા સળગાવવાને હુકમ કર્યો. આ રીતે આતસ સળગાવવામાં આવ્યો:—તંબુના મોં આગળ એક મોટો ખાડો ખોદવામાં આવ્યો અને તેમાં બળતણ મુકીને તે સળગાવ્યું; થોડીક મિનિટમાં મોટો ભડકો થયો. મોટી ખુશીથી મેં મારી શેત્રંજી તેની આગળ પાથરી. જે ઓરડામાં અમે બેઠા હતા તેની પાસેના ઓરડામાં મારા યજમાનનું કુટુંબ રેહેતું હતું; અને જે (અમારો ઓરડો તો) મેંઢા તથા બકરીના બચ્ચાંને સારૂ રાખેલો હતો એવું મને માલમ પડયું. મેંઢા તથા બકરીનાં બચ્ચાંને અંદર આણીને જે ખુંટીઓ જમીનમાં ઠોકેલી હતી તેની સાથે બાંધ્યાં; અને સઉથી નાના કેટલાક બચ્ચાંને છુટાં આસપાસ ફરતાં તથા રમતાં રાખ્યા હતાં. કેટલેક દૂર બકરાં તથા મેંઢાંને રાખ્યાં હતાં અને કુતરાનું જાથુક ભસવું બતાવતું હતું કે તેઓની ચોકી સારી રીતે કરવામાં આવતી હતી. લુગડાંથી ઢાંકેલો બરૂનો ચક અમારા અને છોકરાં તથા બઈરાં વચે હતો કે જેઓ વાતો કરતાં હતાં અને ભાખરીઓ ઘણી ઝડપથી બનાવતા હતા. આખરે જમવાનો વખત (કલાક) થયો. ત્યારે માણુસો તંબુના મોહ આગળ ઘુંટણીએ પડયા અને થોડીક મિનિટ સુધી પ્રાર્થના કરી. તેવામાં તે સ્ત્રીઓએ દુધના પ્યાલા અને ગરમ કેકની રકાબી આણી. અને એક ડજન (બાર) કેક તથા મીઠાં દુધનો ભરેલો એક પ્યાલો મને આપ્યો કે જેથી મારી ભુખ મટી ગઈ. આખી રાત વરસાદ ઘણો વરસ્યો. અમે સુવા ગયા તેની આગમજ જે લાકડાંનો કટકો તે આતસમાં નાંખ્યો હતો, તેના પર પગ મુકીને હું એવો સારી રીતે ઉંઘ્યો કે પરોઢિયું થતાં સુધી મારી આંખ ઉઘડી નહીં, અને (જારે હું જાગ્યો) ત્યારે મારી મુસાફરીથી જે વિચિત્ર સાથે સુનારાની મને ઓળખાણ થઈ હતી તેમને મેં દીઠા. તે તંબુમાં મેંઢાં તથા બકરીના જે બચ્ચાંને છુટા રાખ્યાં હતાં, તેઓ મારી પથારી આગળ એકઠાં થયાં હતાં; મારી છાતીપર સ્વપ્નાની માફક એક ચઢી બેઠું હતું અને બીજાએ મારો તકીઓ લુટલો તો લઈ લીધો હતો કે રાતે મેં મારૂં માથું વારંવાર તેની પર

મૂકયું હશે. આ વિચિત્ર સાથે સુનારથી હું છુટો પડયો તેની આગમજ મેંઢીઓ કે જેને તરતજ દોહી હતી તે સઘળી પોતાના બચ્ચાં પાસે તંબુમાં આવી, કે જેઓથી રાતને વખતે તેઓને જુદાં રાખવામાં આવ્યાં હતાં. તેઓ સાથે સુખ ભોગવે માટે મેં તે જગા તરત છોડી. અને ગભરાટના દેખાવમાંથી બચ્યો. બકરાં તથા મેંઢાંને દોહવાનું કામ સેહેલ છે. દરેક તંબુની સામે તેઓની બે હાર કરવામાં આવે છે કે જે હારમાંના એક પ્રાણીનું મોહોડું બીજા પ્રાણીની સામે આવે છે. પેહેલાંની ગરદને દોરડું બાંધ્યા પછી દરેકની ગરદને બાંધ્યાથી તેઓ એટલાં બધાં પાસે આવે છે કે દરેક પ્રાણી તેની સામે ઉભેલા પડોસીના ખભા ઉપરથી જુવે. પોતાના હાથમાં પ્યાલા લઈને સ્ત્રીનું જે ટોળું ઉભેલું હોય છે, તે જે પગે છેલ્લી ગાંઠ બાંધી એટલે દોહાવા મંડી જાય છે અને દુધનો એક પ્યાલો હું પી જાઉં તેટલા વખતની પેહેલાં તો તેઓ દુધ દોહી લે છે. આ હારમાંની કેટલીક હારમાં ૪૦ પ્રાણી મેં ગણ્યા હતા. છાસ કરવાના વાસણની હું તમને ભલામણ કરી શકતો નથી; અને માખણ બનાવવા જે વાસણ વાપરે છે તેમાં કંઈ સ્વચ્છતા નથી હોતી. દુધ દોહોવાની જગાએ લાકડાનું ત્રિકોણ હોય છે કે જેની ઉપર બળદનું ચામડું ટાંગેલું હોય છે કે જેને દરેક છેડે હાથા સારૂ બે લાકડી હોયછે. આ ચામડાંમાં જ્યારે દુધ મુકવામાં આવે છે ત્યારે બે સ્ત્રીઓ પોતાની વચ્ચે આગળ અને પાછળ તેને ખેંચે છે અને મેં જે સહુથી મીઠું માખણ ચાખ્યું હતું તે આ રીતે તેઓ બનાવે છે.

---

## પાઠ ૨૧ મો.

---

### ઈંગ્લાંડના ઘરો વિશે.

ઈંગ્લાંડના અમીરોનાં ઘર સઘળી ખુશ કારક જમીન પર તેઓના વડીલોના રોપેલાં ઝાડોમાં કેવાં ખુબ સુરત રીતે આવી રહેલાં છે, હરણ છાયા અને તડકામાં તેઓની લીલી ઘાસ વાળી જમીનની આસપાસ કુદે છે, અને રાજહંસ કોઈ ખુશ કારકના અવાજની સાથે તેમની પાસેથી થઈને દોડી જાય છે.

ઇંગ્લાંડના આનંદી ઘરો ! રાત્રે તેઓની સગડીઓની આસપાસ કુટુંબના પ્યારના ચળકતા અજવાળામાં કેવા ખુશ કારક દેખાવો મળે છે !

ત્યાં સ્ત્રીઓનો સાદ ગીતમાં નીકળે છે, અથવા બાળપણાની વાત કહેવામાં આવે છે, અગવા જુના પૂસ્તકનાં કોઈ કીર્તીવંત પાના ઉપર હોઠ મધુર રાગથી હાલે છે.

ઇંગ્લાંડના ગરીબ લોકોના ઘરો તેણીના ( ઈંગ્લાંડના ) મેદાનોપર હજારો બંધ આવેલા છે. તેઓ રૂપા જેવા ચળકતા ઝરા ઉપર અને ગામડાના દેવલોની આસપાસ રળીયામણા દેખાય છે, ચળકતા બગીચામાંથી તેઓ દરેક પાંદડાંના પોતાના ખુણામાંથી ડોકીયાં કરે છે અને ત્યાં ગરીબ લોકો જેમ પક્ષિ તેઓના છજાં નીચે સૂઈ રહે છે તેમ બેધડકસૂઇ રહે છે.

ઇંગ્લાંડના સ્વતંત્ર અને સુંદર ઘરો ઝુંપડાં અને હવેલીઓમાં દરેક પવિત્ર દિવાલનું રક્ષણ કરવાને ઇંગ્રેજી ખરી ખુબીનાં માણસો લાંબી મુદત સુધી ઉછરો અને નાનાં ઝાડોની ગટાઓ હમેષાં લીલી રહો, અને ફુલવાળું જમીનનું ઢેફું ચળકતું રહો, કે જ્યાં છોકરાઓનો આનંદી આત્મા પોતાના દેશને ને પોતાના પરમેશ્વરને ચાહે છે.



## પાઠ ૨૨ મો.

### ઉંટ.

વગોળનારા પ્રાણી કે જેઓ મોહોમાં રાખેલો ખોરાક ચાવે છે, તે પ્રાણીના વર્ગને લગતું પ્રાણી ઉંટ છે; કે જે વર્ગમાં ગાય તથા મેંઢાંપણ છે. તે ઘણું ઉંચું પ્રાણી છે; તેની પીઠપર ખુંધ હોય છે; અને તેની ગરદન લાંબી તથા તેનું માથું નાનું હોય છે. તેનો દેખાવ વિચિત્ર છે, પણ તે ઘણું ઉપયોગી છે. ઉંટનું દુધ એ આરબ લોકોનો સાધારણ ખોરાક છે; અને તેના કેશ જે વર્ષમાં એક વખત ખરી પડે છે, તેના કપડાં તથા તંબુ બને છે.

પાણી પીધાવગર ઘણા દિવસ સૂધી મૂસાફરી ઉંટ કરવાને શક્તિવાન છે તેને માટે તે પ્રખ્યાત છે. તેની હોજરીમાં પાણીનો એક મોટો જથ્થો રહી શકે છે, કે જે તેને મુસાફરીમાં કામ આવે છે. ઉંટ કાંટાવાળી વનસ્પતિનો શોખીલો છે, કે જે તે પોતાના તીણા દાંતથી તોડે છે. મોટા રેતીનાં જંગલો કે જાંહાં ઘણા દિવશ સૂધી મૂદલ ખોરાક મળતો નથી તેમાં મુસાફરી તે વારંવાર કરે છે. જ્યારે આ પ્રમાણે બને છે ત્યારે તેની ખુંધ ધીમે ધીમે નાની થાય છે, કેમકે જે ચરબીની તે બનેલી છે તે તે

પ્રાણીના જોરને ટેકો આપે છે.

ઉંટના પગ ચિકણા ને પોચા હોય છે કે જે સરી જતી રેતી પર વળી શકે છે. એક હજાર રતલ બોજો એક મોટું ઉંટ લઇ જઇ શકે છે, તેની પીઠપર બોજો લાધવા દેવા સારૂ હુકમ કર્યાથી પોતાના ઘુંટણું તે મરડી બેશે છે; ઘુંટણુ વાળી બેસતાં તેના પગ જે જમીનને અડકે છે, તે સિંગડાં જેવી જાડી ચામડીથી ઢાંકેલા હોય છે, કે જેથી ઇજાથી તેનો બચાવ થાય છે. ઉંટ ધીરજવાન અને તાબેદાર પ્રાણી છે; પણ જો તેના ઉપર અતિ ઘણો બોજો લાધ્યો હોય તો, તેના ઉપર જે પુરૂષ જુલમ ગુજારે છે, તેની સાથે પોતાનું માથુ અફાળશે, તથા કોઈ કાળે દયા ઉપજાવે એવી ચિસ પાડે છે.

એશિયા તથા આફ્રિકાના ગરમ ભાગોમાં ઉંટ મળી આવે છે. એને "જંગલનું વાહાણ" કેહે છે; કારણ કે મોટાં રેતીનાં ઉજડ જંગલોમાં તેના વગર નહીં આવજા થાય તે પાર કરવાને ઉંટની મદદથી મુસાફરો શકિતવાન થયા છે. કેટલાએક દેશમાં દેશનો સઘળો વેપાર ઉંટોની મદદથી ચાલે છે.



## પાઠ ૨૩ મો

### સસલો.

સસલો કરડતા વર્ગના પ્રાણીને લગતો છે કે જે વર્ગમાં ખિસકોલી પણ છે. તે બિકણુ પ્રાણી છે; સાંભળવે ઘણું જલદ અને જ્યારે તેની પાછળ લાગેછે ત્યારે ચાલમાં ઘણું ઉતાવળું છે; ઇંગ્લાંડમાં તેનું માંસ ખોરાકની એક ચીજ દાખલ ગણાયછે. બિકણુ માત્ર એ ઉપરથી કે તે બચાવ વગરનું છે; તેના ઉપર જે માયા બતાવી હોયછે તેનો ઉપકાર વાળે છે, એવું અજમાએસથી દેખાયછે. ઈંગ્લાંડમાં મી૰ કાઉપર પોતાના વખતમાં સઉથી સારો કવિ હતો તેણે ત્રણ સસલા રાખ્યા હતા કે જેના નામ પુસ; ટિનિ, અને બેસ પાડયાં હતાં અને તે સઘળા નર હતા, જો કે તેમાંના બેના નામ નારી જાતના છે. તેઓ વિશે તે કહેછે કે, 'પૂસને નરમાસ ભરેલી ચાલથી પાળવામાં આવ્યો હતો; ટિનિ મૂદલ પળાય એવો નહોતો; અને બેસમાં એટલી હિમત તથા વિશ્વાસ હતા કે તે શરૂઆતથીજ પળાયો. રાતનું વાળુ કર્યા પછી હું તેમને મારા ઓરડામાં દાખલ કરતો

હતો કે જ્યાંહાં (પાથરેલા) ગલિચાથી તેમના પગને મજબુત ટેકો મળવાથી તેઓ નાચતા, કુદતા, અને હજારો રમત રમતા હતા કે જે કરવામાં બેસ મજબુત તથા હિંમતવાન હતો, તેથી બિજા કરતાં સરસ થતો હતો. એક સાંજે તે ઓરડામાં એક બીલાડી હતી તેણે બેસના ગાળ ઉપર થપડાક મારવાને હિંમત કરી, કે જે અપમાનનું વેર તે બિલાડીની પીઠપર એટલા જોસથી માર મારી લીધું કે તે પ્રાણી તેના પંજામાંથી છુટીને નાહાસી જઈ પોતાની મેળે સંતાવવાને ખુશી થયું".

પૂસ વિશે તે વધારે વિગતવાર હેવાલ આપે છે,—'તે પોતાને ઉંચકી લેવા તથા મારા હાથમાં આસપાસ લઈ જવા દેતો અને મારા ઘુંટણપર એક કરતાં વધારે વાર ઉંઘી ગયો હતો, તે જે ત્રણ દિવસ આજારી પડયો હતો, તેવામાં મેં તેને ખવડાવ્યું હતું તથા તેના સોબતીથી વેગળો રાખ્યો હતો, કે જેઓ તેને ઇજા નહી કરે, (કારણ કે ઘણા જંગલી પ્રાણી પોતાની જાતમાં જે આજારી હોય તેનાપર જુલમ ગુજારે છે) અને એકસરખી સંભાળ લીધાથી તથા તેને જુદી જુદી જાતનો ભાજીપાલો ખવાડયાથી તેને પાછો પુર્ણ આરોગ્યતામાં આણ્યો. તે પ્રાણી સાજું થયા પછી તેના (મારા ઘરાક) જેવો નિમકહલાલ બીજું કોઇ થઈ શકે નહીં:— કે જે વિચાર મારો હાથ ચાટીને ખુલ્લી રીતે બતાવતો હતો; તે મારા હાથના ઉપરનો ભાગ, પછી હાથેલી, પછી જુદું જુદું દરેક આંગળું એવી રીતે ચાટતો હતો, કે જાણે તેના કોઇ ભાગને સલામ કર્યા વગર નહી રેહેવા દેવા તે આતુર હોય કે જે તેના સરખા તેણે એવા એક બિજા પ્રસંગ શિવાય કોઇ વખતે ફરીથી કર્યો હતો નહીં. તે ઘણો કલાસર ચાલનારો હતો, તેથી નાસ્તો કીધા પછી હમેશ બાગમાં તેને લઈ જવાની મને ટેવ હતી, કે જ્યાં તે કાકડીના વેલાના પાત્રાં નીચે સંતાઈ રહેતો અને સાંજ સુધી ઉંઘતો તથા વાગોળતો હતો. તે વેલાનાં પાત્રામાં તેને તેનો પ્યારો ખોરાક મળતો હતો; આ સ્વતંત્રતાનો સ્વાદ લેવાને ટેવ પાડયાને ઘણું થયું નહીં એટલે તે સ્વતંત્રપણું ક્યારે ભોગવે તે વખતને સારૂ તે અધિરો થવા લાગતો હતો. મારા ઘુંટણ ઉપર પડઘમ માફક વગાડયાથી તથા બિજી રીતનો અર્થ ન સમજાય એવો મોહનો દેખાવ કરીને તે મને બાગ તરફ જવાને કહેતો (તેડતો). જો આ અલંકાર ભાષણથી અસર તરત નહીં થતી તો તે પોતાના દાંત વચ્ચે મારા ડગલાનો ઘેર પકડીને પોતાના સઘળા જોરથી ખેંચતો. આ ઉપરથી પુશ પૂર્ણ રીતે પળાયો એમ કહેવાય; તેના સ્વભાવનું શરમાળપણું આ રીતે જતું રહ્યું. અને સઘળી રીતે

જોતાં બીજાં ચિન્હો કે જે કહેવાને મને અહિંયાં જગા નથી તે ઉપરથી એવું દિસતું હતું કે પોતાના જાતિ સોબતી સાથે રેહેવા કરતાં માણુસની મંડળીમાં રેહેવાથી વધારે સુખી હતો. ટિનિ માટે એમ નહોતું, તેને માટે કવિ બિજે ઠેકાણે કહેછે કે, " દરેક રીતે તેં મારા હાથમાંથી પોતાનો ખોરાક બરાબર વખતે લેતો હતો, તે અદેખાઈ ભરેલા દેખાવથી લેતો અને બનતું તારે કરડતો.



## પાઠ ૨૪ મો.

### ઘોડાની જાત.

બરોબર રીતે એવું કેહેવાયલું છે કે, જો પશુના રાજાનો ખેતાબ સિંહને ચાલતી આવેલી રૂડીથી નહીં આપવામાં આવ્યો હોત તો અક્કલ ઘોડાને તે ખેતાબ આપત. માંસહારી પ્રાણીમાં જેમ હોય છે તેમ તેની ખુબસૂરતી, બળ, ચંચળાઈ, અને હિંમત એ ઘાતકીપણા અથવા પળાય નહી એવા જંગલીપણા સાથે તેનામાં મળેલાં નથી. તે માણસનો મિત્ર અને ચાકર છે, ( અને ) લડાઈ, શિકાર, અને સંપ (ની જીંદગી ) માં તેનો સોબતી છે.

સ્તનમાંથી ધાવીને મોટાં થનારાં પ્રાણીનો વર્ગ કે જેની ખરી નક્કુર હોય છે તે વર્ગને લગતો ઘોડો છે. એજ વર્ગમાં ગધેડો, ઝીબ્રા પ્રાણી અને ખચ્ચર આવેલાં છે. તેઓ સઘળાં વનસ્પતિ ખાઈ જીવે છે.

આરબી ઘોડા તેમની હિમત, નરમ સ્વભાવ, અને સહનતાના ગુણ સારૂ પ્રખ્યાત છે. ઘણા હેતથી તેઓને ઉછેરવામાં આવે છે અને તેઓ પોતાના ધણીના છોકરાંના સોબતી ( સાથે રમનારા ) હોય છે. આરબો પોતાના ઘોડા વિશે કેવો પ્યાર રાખે છે એ સારી રીતે જણાયલું છે અને એક આરબી ઘોડાની નિમકહલાલી તથા અક્કલની એક રમૂજી વાત ઈંગ્રેજી બિજી ચોપડીના પેહેલા ભાગમાં કહેલી છે.

ઈંગ્લંડમાં કેટલાક ઘોડાને મુખ્યત્વેકરીને સરત સારૂ, બિજા કેટલાકને શિકારને માટે, અને બિજા કેટલાકને ગાડાં તથા ગાડીઓ ખેંચવા સારૂ પાળવામાં આવે છે. ચંચળાઈ, ઝડપ, જોર, અને વજનમાં આ જાતો એક બીજાથી જુદી જુદી હોય છે.

ટટ્ટુ તથા ગ્યાલોઉવે એ નાની જાતના ઘોડા છે. જોરાવર અને શાંત

ઘોડાને માટે દખણ વખણાયેલું છે.

દક્ષિણ અમેરિકાના મેદાનોમાં જંગલી ઘોડાના ઘણાં ટોળાં હોય છે, કે જે ઘોડાઓની ઓલાદ સોળમાં સૈકામાં સ્પેન દેશમાંથી ત્યાં ફતેહ કરવા આવેલા લોકો પોતાની સાથે જે ઘોડા લાવ્યા હતા, તેમાંથી ઉતરેલી છે. એ ઘોડા જે રીતે પકડવા તથા પાળવામાં આવે છે, તેનું વર્ણન મીસ્તર ડાર્વિન આ પ્રમાણે કરે છે.—" ખુંટાવાળા એક મોટા ઘેરામાં જંગલી જુવાન ઘોડાનું એક ટોળું હાંકવામાં આવે છે, અને પછી બારણું બંધ કરવામાં આવે છે. આપણે ( એમ ) ધારીએ કે એક માણસને એકલા ઘોડાને પકડીને તે પર બેસવાનું છે, કે જે ઘોડાને લગામ અથવા જીન બાંધવામાં કદી આવ્યું નથી. અમેરિકાના હાફકાસ્ટ અથવા ગુઍકો શીવાય બિજા કોઇ સખ્સથી આવું કામ બનવું અશક્ય છે, એવું હું ધારૂં છું; પુરી ઉમ્મરે પોહોંચેલા એક ઘોડાને ગુઍકો ચુંટી કાઢે છે; અને તે પશુ જેવું તેની પાસે થઇને દોડે છે, તેવો તે તેના આગલા બે પગ પકડવા માટે ફાંસાવાળું એક દોરડુ નાંખે છે. તરતજ તે ઘોડો આંચકો ખાઇ ગગડી પડે છે, અને તે જમીન પર જ્યારે તરફડીયાં મારે છે ત્યારે, ગુઍકો તે ફાંસાવાળું દોરડું મજબુત પકડીને તે ઘોડાના પગના સાંધાપરના બાળ નીચેનો પાછલો એક પગ પકડવાને એક ગોળ ચક્કર મારે છે, અને તેને આગલા બે પગની પાસે ખેંચે છે. પછી તે દોરડાને ફાંસો દે છે તેથી તેના ત્રણે પગ સાથે બંધાય છે. પછી ઘોડાની ગરદન પર બેસીને તેને ડીબ્બી વગરની એક મજબુત લગામ તેના નીચેના જડબામાં જડે છે (ઘાલે છે). લગામના છેડેના નાકામાંથી એક સાંકડો ચામડાનો કટકો પસાર કરીને તે કેટલીક વેળા જડબાં તથા જીભ એ બેની આસપાસ ફેરવીને આ ( કામ ) તે કરે છે. હવે તેના આગલા બે પગ એક મજબુત ચામડાંના કટકાથી પાસે પાસે બાંધે છે, અને તેને એક સટકિયું મારે છે. જે દોરડાથી તેના ત્રણ પગ બાંધેલા છે તે, જ્યારે ઢીલું કરવામાં આવે છે ત્યારે, મુશ્કેલીથી ઘોડો ઉભો થાય છે. હવે નીચેના જડબાં સાથે લગામ જે જડેલી છે તેને મજબુત ગુએકો પકડીને તે ઘેરાની બહાર ઘોડાને લઈ જાય છે. જો બીજો માણુસ હાજર હોય છે (નહીં તો મેહેનત ઘણી વધી પડે છે) તો ઘોડાનું માથું પકડેછે. અને પેહેલો માણુસ ઘોડાપર ઝુલ તથા જીન નાંખે છે, અને તે બધાને તંગ ખેંચી ખેંચીને બાંધે છે. આ બાંધતી વેળાએ કમ્મરની આસપાસ આવી રીતે બાંધ્યાથી ઘોડો અચરતી તથા ધાસ્તીને લીધે જ-

મીન ઉપર વારે ઘડીએ પડેછે, અને જ્યાંહાં સુધી મારવામાં આવે છે ત્યાં સુધી, તે ઉઠતો નથી. અંતે તેના પર જીન નાખવાનું કામ પુરૂં થયું એટલે, ધાસ્તીને લીધે તે ગરીબ પ્રાણી મુસ્કેલિથી દમ લઈ શકે છે, તથા તે ફીણુ અને પરસેવાથી સફેદ થઈ જાય છે. ઘોડો પોતાનું વજન નહીં ખોય માટે પાવડા પર ભાર મુકીને તે માણસ ઘોડાપર સ્વારી કરવાની હવે તૈયારી કરે છે; અને જે પળે તે માણસ પોતાનો પગ પ્રાણીની પીઠપર નાંખે છે એટલે, તે સટકિયું ખેંચે છે, અને તે પ્રાણી છુટુ થાય છે. (જ્યારે તે પ્રાણી જમીનપર પડેલું હોય, ત્યારે કેટલાક એ સટકિયાંને ખેંચે છે, અને જીન ઉપર થઇને પોતાની નીચેથી તે જાનવરને ઉઠવા દેછે). ઘોડો ધાસ્તીથી બાવરો થઇને ઘણા જોસ્સાથી થોડાક કુદકા મારે છે, અને પછી તે ચારે પગે કુદી જાયછે, જ્યારે તે તદન થાકી જાય છે ત્યારે, તે માણુસ ધીરજથી તેને પાછો તે ઘેરામાં લાવેછે, કે જ્યાંહાં તે ગરીબ પ્રાણીને ગરમ વરાળ કાઢતો તથા ભાગ્યે જીવતો તેને છોડી દેછે. આ રીત ભયંકર ભરેલી રીતે સખ્ત છે. પણ એવી બે અથવા ત્રણ તજવીજથી ઘોડો પળાય છે. તે પણ કેટલાક અઠવાડીયાં સુધી તે પ્રાણીની સ્વારી લોઢાની જીબ્ભી તથા નકકુર કડી સુધાં કરવામાં આવતી નથી; કારણ કે સઉથી મજબુત લગામ કંઈ પણ ઉપયોગની થાય તેની પેહેલાં તે લગામ લાગ્યાથી પોતાપર સ્વારી કરનારની મરજી પ્રમાણે ચાલવાને તેણે શિખવું જોઇએ છે.



## પાઠ ૨૫ મો

### દુનિયાનું વર્ણન.

( ભાગ ૨ જો.—આફ્રિકા. )

આફ્રિકા દક્ષિણ તરફ યુરોપનો વધારો છે તેના આકારમાં તે ઇન્ડિયા (હિંદુસ્તાન) ને મળતો આવે છે, ભૂમધ્ય સમુદ્ર નામના દેશની અંદર આવેલા સમુદ્ર અથવા અખાત વડે તે યુરોપથી જુદો પડેલો છે. અને એશિયા રાતા સમુદ્ર વડે જુદો પડેલો છે, પણ તે સુવેઝની સંયોગી ભૂમિ નામની જમીનની સાંકડી પટી વડે એશિયા સાથે જોડાએલો છે, આફ્રિકા જીબ્રાલ્ટર આગળ યુરોપની પાસે આવેલો છે, કે જ્યાં સમુદ્ર ફકત સત્તર માઇલ પહોળો છે.

ઉત્તર કિનારે કેટલાએક મુસલમાની રાજ્યો (જેમાંનું મુખ્ય મોરોકકો છે) અને અલજીરીઆના ફ્રેન્ચ લોકોનો પ્રાંત આવેલા છે. નાઈલ નદીની નીચલી ખીણ તેના પ્રાચીન કાગળના ઈતિહાસ માટે પ્રખ્યાત છે. ઓછામાં ઓછા પાંચ હજાર વર્ષ ઉપર તે બળવાન અને સુધરેલા રાજ્યની બેઠક હતી. મોટી ઈમારતોના ખંડેરો હજુ પ્રાચીન ઇજીપ્શીઅન લોકોનો ભપકો બતાવે છે. આમાં મિનારાઓ તેઓના મોટા કદ વડે મુસાફરને ચકીત કરે છે. ટર્ક લોકોએ જે સઘળા દેશોમાં રાજ્ય કરેલું છે, તે મિસર જો કે નાઈલ નદીની વાર્ષીક રેલ અસલી વખતની માફક જમીનને ફળદ્રુપ કરે છે; તોપણ ગરીબ અને કંગાળ છે. જે ઘણા ઇંગ્રેજ લોકો તેના અસલી શહેરોનાં ખંડેરો જોવા આવે છે, તે અંગ્રેજ લોકો તેની વારંવાર મુલાકાત લે છે; જે (પૂતળાં અને બાવલાં) ત્યાંની હવાના સૂકાપણાના લીધે હજુ સુધી સારી રીતે રાખવામાં આવે છે. વળી હજારો અંગ્રેજ લોકો હિંદુસ્તાન અને ચીનમાંથી આવતાં જતાં તેઓનાં દરેક મહિને તે દેશમાં થઈને જાય છે. નાઈલ નદી બે મુખે દરીઆને મળે છે, જે ગ્રીક અક્ષર ડી કે જેનો આકાર—△ આ પ્રમાણે થાય છે, તેપરથી કહેવાતા ડેલ્ટા નામના ત્રીકોણ આકાર પરગણાને ઘેરેછે. મિસરની દક્ષિણે એબીસીનીઆ અને ન્યુબિઆના દેશો છે.

(૩) આફ્રિકાના મધ્ય ભાગની સાહસીક યુરોપીઅન મુસાફરો તેઓની જીંદગાનીના જોખમે મુલાકાત લે છે, તેમ છતાં તે (મધ્ય ભાગ) વિષે આપણે થોડું જાણીએ છીએ. (મન્ગોપાર્કની વાત વિષે પાઠ ૫૩ મો જુઓ) મિસર અને આટલાન્ટિકની વચ્ચે સહરા નામનું મોટું રેતાળ મેદાન આવેલું છે, અને ભૂસ્તળ વેત્તાઓ કહે છે, કે તે એક વખત મહાસાગરનું તળીયું હતું.

આફ્રિકાના પશ્ચિમ કિનારાની અંગ્રેજી વહાણોથી હમેશાં ચોકી કરવામાં આવે છે, અને તે વહાણો દુષ્ટ ગુલામોનો ધંધો અટકાવવાને મોકલવામાં આવે છે. તેના રહેવાશીઓ કાળી ચામડી, વાંકા વાળ વાળા સીધી લોકો છે.—તેઓ એક જંગલી જાત છે, પણ તેઓ અશીલ અને મળતાવડા છે.

આફ્રિકાના દક્ષિણ દેશ વિષે કહેવાનું બાકી રહેલું છે, અને તે દેશ કેઇપઑફ્ગુડહોપ ( સારી આશાની ભૂશીર ) ઉપરથી કહેવાય છે.

તે જેમ સમુદ્રથી દૂર જાયછે તેમ ઉંચો થતો અને ઉંડી ખીણોથી કપાએલો પહાડી દેશ છે. ત્યાંની હવા સમશીતોષ્ણ છે, અને હીંદુસ્તા-

નની હવા કરતાં યુરોપીઅન લોકોને માટે વધારે આરોગ્ય છે. ઘણા આબાદ ઈંગ્રેજી અને ડચ લોકોનાં સંસ્થાનો ત્યાં વસેલા છે. પહેલાં ત્યાં ઘણાં જંગલી પ્રાણીઓ હતાં; પણ તેઓ વધારે અંદરના ભાગમાં નાશી ગયા છે. કારણ કે વસનારાઓ તે દેશમાં વસેલા છે, અને તે દેશમાં ખેડે છે. શિકારીઓને સિંહ, ચિત્તા વાઘ, હાથી, ગેંડા, જીરાફ નામનું જનાવર, ઝીબ્રા, શિયાળ, જંગલી હરણ, અને ભેંશની ઘણી જાતો મળે છે.

દેશોની હૉટેન્ટૉટ અને કાફર એવી બે જાતો છે; તે બંને જાતો ઘણી જંગલી અને નીચ છે. ડચ વસનારાઓ બોર કહેવાય છે, અને મુખ્યત્વે કરીને ખેડુતો છે, તેઓ ઢોર અને ઘોડાઓ ઉછેરે છે, અને જમીન ખેડે છે.

દ્રાક્ષના વેલા રોપવામાં આવે છે, અને તેમાંથી સારો દ્રાક્ષનો દારૂ બને છે. ભુશિરના ઘેટાં સારા પ્રખ્યાત છે; તેઓને કેટલાક એશિઆના ઘેટાં ( ડુમ અને સિરિઆની જાડી પુંછડી વાળાં ઘેટાં ) ની માફક મોટી પુંછડીઓ હોય છે; પણ તેઓ કિમતિ હોતાં નથી. ભુશિરના ઘોડાને લશ્કરને માટે હિંદુસ્તાનમાં લાવવામાં આવે છે; તેઓ મજબુત અને ઉપયોગી જાત છે.

કેઇપ સંસ્થાન પહેલાં ડચ ( વલંદા ) લોકોને તાબે હતું; પણ ૧૮૧૫ માં અંગ્રેજ લોકોને સ્વાધીન કરવામાં આવ્યું. તે અંગ્રેજ હાકેમના હાથ નીચે છે, અને તેને પોતાના કાયદા છે. ( ચાલે છે ) સરકારની બેઠક કેપટાઉનમાં છે, જે ટેબલ બેમાં એક સારૂં બંદર છે. હિંદુસ્તાનમાંથી અમલદારો તેઓની તનદુરસ્તીના ફાયદાને માટે રજા લેઇને કેપમાં વારંવાર જાય છે. કેપ મુકીને અને પૂર્વ તરફના કિનારે હંકારીને આપણે મેડાધાસ્કરના મોટા બેટમાં આવીએ છીએ. આ મોઝામ્બિકની ખાડી વડે ભુખંડથી જુદો પાડે છે. તેના ઉપર તેના પોતાના રાજાથી રાજ ચાલે છે. પહેલાં ત્યાં યુરોપીઅન લોકોનાં સંસ્થાનો હતાં, અને તેથી કરીને સુધારામાં ઘણો વધારો થયો છે; પણ હાલમાં તો યુરોપીઅન લોકોના ઘણા અદેખા થયા છે, અને અમારી અને તેમની વચ્ચે વેપાર ઘણોખરો બંધ પડયો છે. મેડાધાસ્કર પાસે મોરીસ્યસ ટાપૂ પહેલાં ફ્રેન્ચ સંસ્થાન હતું; પણ હમણાં તેના ઉપર અંગ્રેજ લોકો રાજ ચલાવે છે, અને બુર્બોનનો ટાપુ ફ્રાન્સના તાબે છે. આફ્રિકાના પૂર્વ કિનારે ઉત્તર તરફ સુલતાનના હાથ નીચે ઝાંઝિબાર છે, અને તેણે ( સુલતાને )

અંગ્રેજ સરકારની અરજપરથી પોતાની રૈયતમાં ગુલામોનો ધંધો બંધ પાડવાને કબુલ કીધું છે.

## પાઠ ૨૬ મો.

### મિત્રના વિયોગ વિશે.

એક પછી એક મિત્ર મરી જાય છે ! (નાશ પામે છે). કોણે પોતાનો મિત્ર ખોયો નથી? (કોનો મિત્ર મરી ગયો નથી) આ દુનિયામાં પ્યાર નથી, કે જેનો છેડો આ દુનિયામાં માલમ પડતો નથી! જો આ ક્ષણભંગુર દુનિયા આપણી આખરની આરામ લેવાની જગા હોત, તો જીવતું કે મરી ગયેલું કોઇ પણ સુખી નહોત.

(૧) મોતની પેલી તરફ ને મોતના અમલની પેલી તરફ બેશક કોઇ એક સુખી દેશ છે, જ્યાં જીંદગી શ્વાસો શ્વાસ નથી, અને જીંદગાનીમો પ્યાર નાશવંત દેવતાની માફક નથી, કે જેના તણખા ઉપર ઉડે છે, અને ઓલવાઇ જાય છે.

(૨) ઉપર એક દુનિયા છે, જ્યાં વિયોગ અજાણ્યો છે; પ્યારનું જે લાંબા વખત સુધી ચાલવું તે એકલા સારા માણસોને માટે બનાવ્યું છે, અને આકીનવાળા પુરૂષો મરી ગયેલા માણસો આ દુનિયામાંથી પેલી કીર્તિવંત દુનિયામાં લેઈ જતાં જુએ છે.

જેમ સવાર વધારે ને વધારે સ્વચ્છ અને સંપૂર્ણું દિવસમાં પ્રકાશે છે, તેમ જ્યાં સુધી સઘળા તારાઓ જતાં રહે છે, ત્યાં સુધી આ પ્રમાણે એક પછી એક તારો નાશ પામે છે, અને તે તારાઓ ખાલી રાતમાં નાશ પામતા નથી; પણ આકાશના પોતાના તેજમાં સંતાઇ રહે છે.

## પાઠ ૨૭ મો.

### દુનિયાનું વર્ણન.

(ભાગ ૩ જો—યુરોપ વિશે.).

યુરોપ મોટા ખંડનો સૌથી નાનો ભાગ છે, પણ દોલત, સત્તા, અને

તેના રહેવાશીઓના સુધારાને લીધે તે ઘણોજ અગત્યનો છે.

તે પૂર્વે યુરલ પર્વતની હાર વડે એશિઆ જોડે જોડાયેલો છે, અને તે ઠરી ગયેલા મહાસાગરથી દક્ષિણે આફ્રિકા તરફ ફેલાય છે, જેનાથી તે ભૂમધ્યસમુદ્રવડે જુદો પડેલો છે.

વાયવ્ય ખુણે ઈંગ્રેજી ટાપુઓ આવેલાછે, જેમાંનાં મુખ્ય ગ્રેટબ્રિટન અને આયર્લાંડ છે. ગ્રેટબ્રિટન ભુખંડથી સાંકડી ખાડી વડે જુદો પડેલો છે. અને તે ખાડી આગબોટ બે કલાકમાં ઓળંગે છે. ભુખંડ યુરોપ ઘણા સમુદ્ર અને અખાતને માટે પ્રખ્યાત છે, જેવડે તે દુભાગાયેલો છે; જેવાકે બૅાલ્ટીક સમુદ્ર, બોથનીઆનો અખાત; વેનિસનો અખાત; આ આકારની અસર જુદી જુદી પ્રજાને એક બીજા સાથે દરિઆ માર્ગે વહેવાર ચલાવવાને શકિતવાન કરે છે, અને આ પ્રમાણે વેપાર વધારે છે. ( આફ્રિકા યુરોપની સાથે સરખાવતાં, દરિઆ કિનારામાં ઘણો અપૂર્ણ છે, અને તેટલા માટે વેપારને ના લાયક છે. )

આખો યુરોપ સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો છે, તેટલા માટે તેની હવા ઘણી ગરમ અને ઠંડી નથી, અને ત્યાંના રહેવાશીઓ હિંદુસ્તાનની અને ઉષ્ણદેશોની પ્રજાઓ કરતાં ઘણું કરીને વધારે ઉદ્યોગી છે.

પહાડી દેશ પોર્ટુગાલથી ગ્રીસ સુધી યુરોપ ઉપર આડો પોર્ટુગાલને સ્પેઈન પર્વતોની હારોથી આવેલો છે. આખો પોર્ટુગાલને સ્પેઈનને જુદો પાડે છે. આલ્પ્સ પર્વત, સ્વિસ લોકોનો દેશ, ફ્રાન્સ, જર્મનિ અને ઈટાલિની વચ્ચે આવેલા છે.

ઉંચા દેશની આ ભાગની ઉત્તરે યુરોપનું મોટું મેદાન આવેલું છે, જેમાં રૂશીયાના લોકો, પોલાંડના લોકો, હંગરીના લોકો, જર્મન લોકો, ફ્રેન્ચ, બેલજ્યમના લોકો, ડચ, ( વલંદા) અને સ્કૅન્ડીનેવીઆના લોકો, ( નોર્વેના, સ્વિડનના, અને ડેઈનિ માર્કના લોકો ) રહે છે.

મેદાનના ( સ્કેન્ડીનેવીઆનો દ્વિપકલ્પ અને ઉત્તર રૂશિઆ ) ઉત્તરના ભાગો ફકત થોડોજ ઉનાળો ભોગવે છે, અને વર્ષના ઘણા વખત સુધી થંડા અને ભયંકર રહે છે. બરફ સઘળી જમીનને શિઆળામાં ધોળી કરે છે, અને નદીઓ કાચની માફક ઠરીને સખત બરફ થઇ જાય છે, સ્કેન્ડીનેવીઆની ઉત્તરે ઉતર માહાસાગરમાં લાપ્લાંડ દેશ છે, જેના લોકો સખત ટાઢથી ઠીંગણા થઈ ગયેલા છે.

યુરોપની ઉત્તરમાંથીઇગ્લાંડને ઈમારતી લાકડાં મુખ્યત્વે કરીને દેવદારનાં લાકડા, શણ, ચામડા, ચરબી પુરી પાડવામાં આવે છે. અનાજ ઘણા

જથાબંધ રૂશિઆમાં વાવવામાં આવે છે, અને નિપર, નિસ્ટર, અને ડોન નદીઓ વડે પરદેશ ખાતે મોકલવામાં આવે છે, અને તે નદીઓ દક્ષિણ તરફ વહે છે અને કાળા સમુદ્રને મળે છે.

રશિયન લોકો સુસ્ત અને અડધી જંગલી જાત છે, જેઓને તેઓનો બાદશાહ ધીમે ધીમે સુધારતો જાય છે. નોર્વેના લોકો, સ્વિડનના લોકો અને ડેઈનિ લોકો બાહાદુર, જબરા સીપાઇઓ છે, અને વળી ચાલ ચલગતમાં અંગ્રેજોને મળતા આવે છે.

ખાડીઓથી દૂભાગાયેલો હોલાંડ ઘણો સાપાટ દેશ છે, અને માટીની દિવાલો વડે સમુદ્રની સામે તેનું રક્ષણ થાય છે. તેના મૂખ્ય શેહેરો આમ્સ્ટર્ડામ, રોટર્ડામ, અને હાર્લેમ છે, અને તે પૈશાદારને પ્રખ્યાત છે.

હોલાંડના લોકો જેમને આપણે ડચ કહીએ છીએ તેઓ વેપારી લોકો છે, નૌકાશાસ્ત્રમાં ચતુર છે, અને ઇંગ્રેજોની જોડે મળતાવડા છે. પહેલાં ડચ લોકો સમુદ્રમાં યુરોપની સઘળી પ્રજાઓ કરતાં ઘણા સત્તાવાન હતા. અને હિંદુસ્તાનમાં ઇસ્ટિ ઇન્ડીયા કંપનીના હરીફ હતા. વલંદાઓનું બંદર હજી સુરતમાં જોવામાં આવે છે.

બેલજયમ એક નાનો ઘણો ફળદ્રુપ દેશ છે, અને તે પહેલાં તેના આબાદ વેપારના શેહેરો આન્ટવર્પ, બ્રૂજીઝ મેકલીન, અને બીજા શેહેરોને માટે પ્રખ્યાત હતો, લીજ હજુ અગત્યના લોઢાના કામની જગ્યા છે, બેલજ્યમના લોકો થોડા ફ્રેન્ચને મળતા આવે છે અને થોડા ડચ લોકોને મળતા આવે છે.

ફ્રાન્સ યુરોપખંડના ઘણાજ અગત્ય રાજ્યોમાંનું એક રાજ્ય છે. તેની દોલત મુખ્યત્વે કરીને ખેતીવાડીમાંથી નીકળેલી છે. (ઉત્પન્ન થયેલીછે.) તેનો દારૂ ઘણોજ કીંમતી ગણાય છે, અને પુષ્કળ ઈંગ્લાંડ મોકલવામાં આવે છે. સીન નદી ઉપર આવેલી તેની રાજધાની પારીસ દૂનિયામાં ઘણુંજ ખુબ સુરત શેહેર છે. ફ્રાન્સના લોકો આનંદી, ચાલાક, અને ઘણા સુધરેલા છે, અને તેઓ સઘળા હુન્નરો અને શાસ્ત્રોમાં સારી પેઠે ફતેહ પામેછે. તેઓ લડાઈના શોખીલા છે, અને સારા સિપાઈઓ બનાવેછે. પણ ખારવા તરીકે તેઓ ઇંગ્રેજોની બરોબર નથી. પહેલાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ એક બીજા સાથે વારંવાર લડાઇ કરતા હતા. પણ (૧૮૧૫ ના જુન માસની ૮ મી તારીખે) વૉટર્લુની લડાઇ કે જેમાં મહાન ડયુક ઑફ વેલીન્ગટનને નેપોલીઅન સેહેનશાહને હરાવ્યો હતો, ત્યારથી અમે (ઇંગ્રેજો) સલાહ સંપમાં છીએ.

ફ્રેન્ચ લોકોનાં હજુ હિંદુસ્તાનમાં થોડાં સંસ્થાનો છે, ( પોન્ડેચરી અને ચંદ્રનગર ) પણ તેઓએ દુનીઆના આ ભાગમાં ઈંગ્રેજોની હરીફાઈ કરવાના સઘળા વિચાર છોડીદીધા છે.

ઈંગ્લાંડ ડોવરની સાંકડી સામુદ્રધુની વડે ફ્રાન્સથી જુદો પડેલો છે. તે બંને દેશોની વચ્ચે હમેશાં વહેવાર ચાલે છે. ઘણી આગબોટો દરરોજ તે ખાડી ઓળંગે છે, અને લોઢાની સડકના રસ્તાની મદદ વડે મુસાફર પારિસથી લંડન બસેં કરતાં વધારે માઇલના અંતરે બાર કલાકમાં જઇ શકે છે. ફ્રાન્સની દક્ષિણે અને પીરિનીઝ પર્વતની મોટી દીવાલ (હાર) થી તેની સાથે જોડાએલો (લગતો સ્પેન અને પોર્ટુગાલ નામનો) આઇબિરિઅન દ્વિપકલ્પ આવેલો છે. આ દેશો ફળદ્રુપ છે, અને અનાજ, દારૂ, અને પુષ્કળ તેલ ઉત્પન્ન કરે છે, પણ તેઓ પહેલા જેટલાં હવે ઉપયોગી નથી. પોર્ટુગાલના લોકોએ મહાસાગરનો રસ્તો શોધી કાઢયો, અને પહેલાં તેનો વેપાર પોતાને હસ્તગત કર્યો. સ્પેનના લોકોએ અમેરિકાનો મોટો ભાગ શોધી કાઢયો, અને જીતી લીધો, પણ બંને પ્રજાઓની સત્તા યુરોપમાં તેમજ દુનિઆના બીજા ભાગમાં પડી ભાગીછે.

આઇબિરિયન દ્વિપકલ્પની હવા ઉનાળામાં અતિશય ગરમ છે, અને દક્ષિણ તરફ ઉષ્ણ દેશોની હવાને મળતી આવે છે. ઉત્તર તરફના યુરોપના લોકો કરતાં ત્યાંના ( આઈ બિરિયન દ્વિપકલ્પ) લોકોનું મજુરી કરવાનું મન હોય છે, અને તેથી કરીને ઓછી દોલત અને આબાદાની ભોગવે છે; પણ સ્પેનના લોકો એક હિમ્મતવાન પ્રજા છે, અને જો કે તેઓ સારા અને મુકરર ( નિયમીત ) કરેલા રાજ નીચે રહે છે, તો પણ કદાચ તેઓ પોતાની સત્તા યુરોપમાં પાછી મેળવશે.

યુરોપનું પાહાડી બિંદુ આલ્પ્સ પર્વતો કે જેમાંથી મોટી નદી રાહીન વાવ્ય ખુણા તરફ વહે છે, રોહોન અને સોન દક્ષિણ તરફ વહે છે, અને ડેન્યુબ પૂર્વ તરફ વહે છે, તે આલ્પ્સ પર્વતો, સ્વીસ લોકો જે એક ઉદ્યોગી જાત છે અને જેઓ જર્મનીની ભાષા બોલે છે, તેઓથી વસેલા છે.

મૂસાફરો ઉંચા અને સ્વીસ પર્વતો વખાણવાને દુનીયાના સઘળા ભાગમાંથી આવે છે, જેના શિખરો હમેશના બરફથી ધોળાં હોય છે. (રહેછે) મુસાફરોએ ખરચેલા પૈશા સ્વીસ લોકોને ઘણા અગત્યના છે, જેની જમીન ખેતીવાડીને ના લાયક છે, અને જેઓ ઘણા ગરીબ છે.



# પાઠ ૨૮ મો.

## દુનિયાનું વર્ણન.

### યુરોપ—( જારી)

મહાન જર્મન પ્રજા બોલ્ટીક સમુદ્રથી આલ્પ્સ્ પર્વત સુધી, અને હોલાંડથી રૂશિઆ સુધી ફેલાએલી છે. તેઓ ઉદ્યોગી, નીષ્કપટી અને પ્રમાણીક છે. તેઓના વિદ્વાન માણુસો પ્રખ્યાત છે, અને માણુસ જાતના સુધારાને માટે જર્મન લોકો કરતાં બીજી કોઈ પ્રજાએ વધારે કર્યું નથી.

મુખ્ય જર્મન રાજ્યો વાયવ્ય કોણુમાં પ્રશિઆ છે, અને અગ્નિકોણુમાં ઓસ્ટ્રિઆ છે. આ સિવાય વધારે નાનાં ઘણાં જર્મન રાજ્યો છે. આ નાનાં રાજ્યો પ્રશિઆનાં રાજાને જર્મનીના બાદસાહ તરીકે ગણે છે.

પ્રશિઆ ઈંગ્લાંડનું દઢ મળતીયું રાજ્ય, અને જર્મનીનું ઘણુંજ સુધરેલું રાજ્ય છે.

ઓસ્ત્રીઆનો સેનશાહ તેના જર્મન પ્રાંતો સિવાય હંગેરિઅન અને જુદી જુદી જાતની સ્લેવૉનીક જાતો પર રાજ્ય કરેછે. ઇટાલિનો દ્વિપકલ્પ અગ્નિકોણુમાં આલ્પ્સ પર્વતથી માણુસ જાતના પગના આકારમાં ફેલાયછે. તે પ્રાચિનકાળમાં રોમન રાજ્યની અને પછીથી પોપનામના પાદરીઓની બેઠક તરીખે પ્રખ્યાત છે.

એપીનાઇન્સિ પર્વતની હાર આખા ઈટાલિપર આડી આવેલી છે. આલ્પ્સ અને એપિનાઇનિ પર્વતની વચ્ચે ઉત્તરમાં પો નદીથી પાણી પવાએલું લૉમ્બાર્ડીનું રસાળ મેદાન છે. પશ્ચિમ તરફ અને ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર પીડમૉન્ટ પ્રાંત આવેલો છે. મધ્ય ઇટાલિમાં રોમ અસલી ઈમારતોના ખંડેરો, દેવલો, નાટકશાળા, અને સ્તંભોને માટે પ્રખ્યાત છે, અને તેમાં છબીઓ અને બાવલાંની ગેલેરીઓવાળાં દેવલો છે, જે (દેવલો) જોવાને યુરોપના બીજા ભાગોમાંથી અને અમેરિકામાંથી ઘણા મુસાફરો જાય છે. જે પોપ દુનિયાના સઘળા ભાગમાં લાખ્ખો ક્રીશ્ચિઅન લોકો ઉપર ધર્મસંબંધી હકનો દાવો કરે છે, તે ( પોપ ) રોમમાં રહે છે.

ઈટાલિનો દક્ષિણુ ભાગ નેપલ્સના પ્રાંતનો અને સિસિલિના ત્રિકોણુાકાર ટાપુનો બનેલો છે. તેમાં વિસુવિઅસ ને એટનાના જ્વાળામુખી પર્વતો છે. વિસુવિઅસ નેપલ્સ શેહેરની પાસે છે, અને એટના સિસિલિમાં છે.

ઈટાલિઅન લોકો ચંચળ, ચતુર, પ્રજા, (અને) ગાયન ને ચિતર-

રાના કામમાં હોંશિઆર છે; પણ દક્ષિણ યુરોપના બીજા રેહેવાશીઓ ની માફક તેઓ ઉત્તરના લોકોની બરોબર નથી. તેઓના ઉપર જે રાજાઓની રાજધાની રોમ છે, તેઓ રાજ્ય કરે છે.

ઇટાલિમાંથી વેનિસને અખાત ઓળંગીને આપણે ગ્રીસમાં આવીએ છીએ, જે જમીન ઇટાલિની માફક તેનાં અસલી રહેવાશીઓને માટે પ્રખ્યાત છે. ગ્રીક લોકોનાં નકશી તથા બાંધ કામનાં ખંડેરો હજુ વખણાય છે, અને અનોપમ છે. ગ્રીસ ઘણા સૈકા સુધી નિર્દય તર્કી રાજ્ય નીચે હતું, પણ ક્રિશ્ચિઅન રાજ્યના વચમાં પડવાથી ઈ. સ. ૧૮૩૧ માં તે સ્વતંત્ર રાજ્ય સ્થપાયું. ગ્રીક લોકો ચંચળ પ્રજા છે; પણ સત્યવાદી નથી, પણ તેઓ તેઓની પ્રાચિન કિર્તીના મગરૂર અને વેપારમાં મચેલાં રહે છે.

જે યુરોપીઅન પ્રજાઓનું વર્ણન કરવામાં આવ્યું છે, તે સઘળી પ્રજાઓ ક્રીશ્ચીઅન છે, એટલે કે, તેઓ ક્રાઇસ્ટને પરમેશ્વર તરીખે અને બાઇબિલને પરમેશ્વરના શબ્દ તરીકે ગણે છે. આ પ્રમાણે તેઓ એક જાતની મંડળી બને છે, જે ક્રિસન્ડમ ( ક્રિશ્ચિયન ગ્નાતી ) કેહેવાય છે; અને જો કે કોઈ કોઈ વખતે તેઓની વચ્ચે લડાઇઓ થાય છે, તોપણ તેઓ ક્રિશ્ચિયન ધર્મ પ્રમાણે સલાહ ભરેલા વાદ વિવાદથી સઘળી તકરારો ચુકવવાને પહેલાં યત્ન કરે છે, અને જો એક રાજ્ય પોતાના પાડોશી પાસે ગેરવ્યાજબી માગણીઓ કરે છે, તો બીજાં ક્રિશ્ચિયન રાજ્ય આવું ખોટું કામ અટકાવવાને વચમાં પડે છે.

યુરોપમાં ખ્રિસ્તિ ધર્મ નથી પાળતું એવું એકજ રાજ છે; આ તુર્કસ્તાન છે, જે મુસલમાની રાજ છે, ( અને ) પેહેલાં તે સઘળાં ક્રિશ્ચિયન રાજ્યોનો ભય હતો; પણ હમણાં ખરાબ રાજ્ય લાંબા વખત સુધી થવાથી તેમાંના કોઈ પણ કરતાં વધારે નબળું અને ગરીબ થાય છે. તુર્ક લોકો બહાદુર અને પ્રમાણીક પ્રજા છે; પણ તેઓના લાંચીયા અને નિર્દય રાજ્યથી બગડી ગયા છે,

તુર્કસ્તાન યુરોપના દેશ કરતાં એશિયાના દેશને વધારે મળતું આવે છે. જો કે તે ફળદ્રુપ અને ખાણોથી ભરપુર છે, તોપણ તે ઉજડ અને ખેડાણ વગરનું છે રાજ્યના સઘળા અમલદારો લાંચ ખાય છે, અને મુખ્યત્વે કરીને ખ્રિસ્તિ લોકોને લુટે છે, જે ( ક્રિશ્ચિયન લોકો ) પુષ્કળ અને ઉદ્યોગી છે. પૈશાદાર લોકોને ઇનસાફ વેચવામાં આવે છે અને ગરીબોને મળતો નથી. રાજ્યની મેહેસુલ તેઓના સુલતાન અને તેઓના માનીતાઓ નકામા મોજ શોખમાં ગુમાવે છે, અને કાંઈ પણ સુધારા થતા નથી, જેવાં

કે રસ્તાને લોઢાની સડકો, કે જેને લીધે ઈગ્લાંડની દોલત આટલી બધી વધીછે.

ભુમધ્ય સમૂદ્ર પ્રાચીન કાળથી યુરોપને સુધારવાનું સાધન થઇ પડયું છે. પ્રાચીન કાળની સઘળી મોટી બીનાઓ તેના કીનારા પાસે બની હતી. ગ્રીક લોકોના ઉદય પેહેલાં ફીનીશીયન લોકો આફ્રિકાના કિનારા, (પાસેના દેશના લોકો ) સ્પેઈન, ઇટાલીની સાથે વેહેપાર ચલાવતા હતા. ગ્રીક લોકોએ તેઓની લાતીઓ કાળા સમુદ્ર સુધી ફેલાવી. રોમનું રાજ્ય ભૂમધ્ય સમૂદ્રની આશપાસ થયું હતું, અને ત્યાર પછી ધર્મ યુધે જનારાઓ તેજ પાણી ઉપર થઇને ચાલી ગયા હતા. હિંદુસ્તાનમાં જવાને કેઈપનો રસ્તો શોધી કાઢવામાં આવ્યો, તે પહેલાં યુરોપને એશિયા વચ્ચેનો વેપાર ભુમધ્ય સમુદ્ર માર્ગે ચાલતો હતો, અને વળી સુવેઝની સંયોગી ભૂમીમાંથી ખાડી ખોદવામાં આવી ત્યારથી અસલી વેપાર ફરી શરૂ થયો છે.

વારંવારના વેહેવાર વડે જુદી જુદી પ્રજાના માણુસો સભ્યને પરોપકારી થયા, ને જે અજ્ઞાનતા ભરેલો અહંકાર જંગલી લોકોમાં જોવામાં આવે છે, તે કોરાણે મુકી દીધો અને ખુશીથી જે હુનરો ને રીતભાત પોતાનાં કરતાં સારાં છે, તે નવા હુનરોને રીતભાતો તેઓ સ્વિકારે છે. તેઓ બીજા દેશોની પેદાશોને બદલે પોતાના ફાલતુ માલ અદલ બદલ કરે છે, અને સઘળા માણુસોને મિત્રોને ભાઇઓ તરીખે ગણવાને અને જે મહાન પરમેશ્વર જે સઘળા લોકો તેને યાદ કરે છે, તેમનો પાળક છે, તેની તરફ પોતાનાં મન ઉંચા કરવાને તેઓ શીખે છે.



## પાઠ ૨૯ મો.

---

### જુઠો સુધાર્યો.

"ડાહાપણુ માર્ગે નાહાનપણુથી જુવાનોને (જુવાન માણુસોને) ચાલવુ, જુઠાણુથી બિહવું અને સાચું બોલવું એ પ્યારી ચિજ છે, કે જેથી તેઓ જે સઘળું બોલે તે ઉપર ભરોંસો રાખીએ."

નિશાળનો મેહેતાજી બ્રાઉન સાહેબ એક સુંદર પાછલા પોહોરે તે દિવસે પોતાના નિશાળિયાઓને છુટી આપીને તરતજ બાહારના બારણા આગળના બાંક (બાટલી) ઉપર બેઠા હતા તેને બુઢા જૉન ફૅસીએ કહ્યું કે " મારો છોકરો નિશાળે સારો અભ્યાસ કરે છે એવી હું આશા રાખું છુ" તે ઘરડા માણુસનો સવાલ સાંભળીને તેણે ( મેહેતાજીએ ) પોતાની ચો-

પડી નીચે મુકી અને તેનો ઉતર વાળતાં પેહેલાં થોડીવાર મુગો રહ્યો. તે બોલ્યો, (કાંઇ) વાંચવા તથા લખવાનાં અભ્યાસ વિશે તમારા પૌત્રનો વાંક કાહાડવાને મને કંઈકારણ નથી; જૉર્જ હુશિયાર છોકરો છે, અને તે વારંવાર આળસુ હોતો નથી." જૉર્જને કહ્યું, તમારા બોલવાની રીત પરથી તો મને ધાસ્તી લાગે છે કે, તમે તેનાથી સંતોષ પામ્યા નથી." તે મેહેતાજી બોલ્યો, "મારા ભલા મિત્ર, પાઠ કરવામાં આળસાઈ કરવા કરતાં તેનામાં વધારે મોટા દોષ છે, તે તમે જાણો છો; અને દરેક વખતે જે સાચું હોય છે તે નહીં કેહેવાની ટેવ જોર્જને પડી છે, તે વિશે તમે કંઈ અજાણ્યા નથી; ખરેખર તે હરેક કોઈ શબ્દ મને કહે છે, તે ઉપર હું ભરોસો રાખી શકતો નથી." જેવો મી૦ બ્રાઉન બોલ્યો એટલે તે વૃદ્ધ જૉર્જે પોતાનું માથું હલાવ્યું અને ઘણોજ ખેદ કરવા (ડુસકા ખાવા) લાગ્યો. "સાહેબ, તમે મને જે કહો છો તેને વાસ્તે હું ઘણો દલીગીર છું; મેં એવી આશા રાખી હતી કે જૉર્જની આ ખોડ સુધરી હશે. તે નિશાળે ઘણો ખરો આખો દીવસ રહે છે માટે મેં તેને થોડુંક થયું દીઠો નથી; કારણ કે તમે કે જે તેની ફરજ કેવી રીતે શીખવવી તે વધારે સારી રીતે જાણો છો તેનું કહ્યું તે સાંભળતો નથી, તેથી મને ધાસ્તી લાગે છે, કે જે કાંઈ હું તેને કહીશ, તેની તેને અસર થશે નહીં, તોપણ આજ સાંજરે હું તેની સાથે વાત કરીશ.

જ્યારે જૉર્જનો દાદો તે મેહેતાજી સાથે વાત કરતો હતો, તેવામાં તે ગામથી થોડેક દૂરના ખેતરમાં તે પોતાના કેટલાક જુવાન સોબતી સાથે રમતો હતો. તેઓ ઝાડીઓમાં બ્લૅકએરિ ફળ માટે શોધ કરતા હતા; પણ તેની મોસમ તરતજ શરૂ થઈ હતી, તેથી તેઓને તે ઘણાં મળી શક્યાં નહીં. તે છોકરામાંનો એક બોલ્યો, કે આપણને પુષ્કળ ક્યાં મળશે તે હું જાણું છું. ફકત આપણને તે જગાએ જવાને માટે મલ્વેની ખેડુતનું ખેતર ઓળંગવું પડશે. જૉર્જ બોલ્યો, "અરે, તેનું કંઈ નહીં; અનાજના તો સઘળા ભારા બાંધેલાં છે, તેથી આપણે તેને કંઈ નુકશાન કરીશું નહીં; અને વળી મલ્વની ખેડુત કંઇ આપણને જોશે નહીં;" નેડ (જે છોકરો પેહેલાં બોલ્યો હતો તેણે) કહ્યું, "અરે! છીટ, જૉર્જ; જો ખેતરમાં જવું એ ખોટું હોય તો તે ખેડુત આપણને જુવે કે નહીં જુવે એથી કંઈ ફેર પડતો નથી. ઇશ્વર દરેક જગાએ આપણને જુએ છે તે તું જાણે છે. ત્યાંહાં જવાને મેં તને યાદ આપી તેને માટે હું દલગીરછું; મારી ખાત્રી છે કે તે ખોટું છે." પણ

જોર્જ એટલામાં ઝાડીમાં અદ્રશ્ય થયો અને તે છોકરાંમાંના બે છોકરા તેની પાછળ ગયા; બીજા ત્રણ નેડની પાછળ ઉભા રહ્યા. જૉર્જ અને તેના સોબતીઓએ ઝાડીમાં કેવું મોટું છીંડું કીધું હતું તે જોઇને તેઓ જરા ચોકયા; પણ તેઓએ વિચાર્યું કે, આટલા દુર આવ્યા પછી પાછા જવું એ હાંસી ભરેલું થશે; તેઠલા સારૂ તેઓથી જેમ બન્યું તેમ ઝડપથી તેઓ તે ખેતરમાં દોડવા લાગ્યા. ઉતાવળમાં તેઓએ અનાજના ભારામાંના કેટલાકને નીચે નાંખી દીધા હતા. સામી બાજુની ઝાડી કે જયાંહાં બ્લૅકબેરી ફળ થયાં હતાં, તે ઝાડી પાસે આવી પહોંચ્યાં ત્યાંસુધી તેઓ વગર થોભે આગળ ચાલ્યા ( દોડતા ) ગયા. જૉર્જ બોલ્યો, "અહિંયાં પુષ્કળ છે; હું ખુશી છું કે આપણે આવ્યા." તે છોકરામાંનો એક વચ્ચે બોલી ઉઠયો કે, "પણ તાંહાં જુવો; શું તે ખેડુત પોતે આ રસ્તે આવતો નથી?" તેઓ સઘળાએ જોયું, અને તે ખેડુતને તેના હાથમાં એક લાકડી સાથે પોતાની તરફ ઉતાવળે ( પગે ) અવતો તેઓએ દીઠો. તે ત્રણ છોકરા જુદે જુદે રસ્તે દોડયા; તેમાંના બે વાડ પરથી કુદી જઈને બીજી બાજુ પરની શેરીમાં સહી સલામત પોહોચ્યાં; પણ ત્રીજો જે જૉર્જ હતો તે પોતાની મેળે એ કાંટાની ઝાડીમાં પકડાયલો માલમ પડયો; તેણે ખેંચાખેંચ કીધી અને ઘણા પછાડા માર્યા, પણ તેથી માત્ર તેના કપડાં ફાટયા, તથા તેના મોંહો ઉપર ઉજરડા પડયા. આખરે એક મજબુત મેહેનતથી છુટો થયો; પણ તે ઘણું મોડું થયું—તે ખેડુત તેની આગળ ઉભો રહયો અને નાહાસી જતાં તેને અટકાવવા માટે તેનો હાથ પકડીને તે મોટે અવાજે બોલ્યો, " તું અહીયાં શા સારૂ આવ્યો છે?" જૉર્જ બોલ્યો " અરે સાહેબ, તે મોટા ઘરની બ્રી પર એક સંદેશો આપીને મારી માએ મને મોકલ્યો હતો; અને જેબો હું પાછો વળતો હતો તેવામાં પેલી ગાયોને મેં પાસેના ખેતરમાં જોઈ; સાહેબ, તે દરવાજો ઉઘાડો હતો તેથી તેઓ અહિયાં આવી અને હું તેમને હાંકી કાઢવાને દોડયો." તારે પેલા ભારા જે નાખી દીધા તે ગાયે નાખી દીધા નહી?" તે ઘાતકી ( પાપી ) છોકરો બોલ્યો, " હા, સાહેબ" પણ જોર્જ તરફ એક સરખી નજરથી જોઇને તે ખેડુત બોલ્યો "પણ તારે તું દોડી શા માટે નાશી જતો હતો, અને તે બિજા છોકરા શું કરતા હતા? હું ધારૂં છું કે મેં તમને ત્રણને દીઠા હતા' "સાહેબ, મને બીક લાગીહતી કે, મને તમારા ખેતરમાં જોઇને મારા ઉપર તમે ગુસ્સે થશો." જોર્જની વાત તેને બને એવી લાગી નહી માટે તે ખેડુત પોતાનું માથું

હલાવીને બોલ્યો, "મારૂં અનાજ બચાવવા માટે શું હું ગુસ્સે થાઉ ?;" તોપણ તે ન્યાયી માણુસ હતો અને તે છોકરાના ગુન્હા વિશે પુરી ખાત્રી કર્યા વગર તેને સજા કરવાને તે ઇચ્છતો નહોતો, તેથી તેણે એક અથવા બે મિનિટ વિચાર કર્યો. અંતે તેને યાદ આવ્યું કે, દરવાજા પાસેની જમીન કાદવ વાળી છે, તેથી જો ગાયો ત્યાં ગઈ હશે તો તેના તાંહાં પગલાં પડયાં હશે. એકે બોલ બોલ્યા વગર જોર્જનો હાથ સઘળો વખત પકડીને તે ખેડુત તે જગા પાસે ગયો; પણ તાંહાં ગાયના પગલાંની કંઈ નીશાની નોહોતી, એટલુંજ નહીં પણ તે દરવાજો મજબુત સાંકળ તથા તાળાથી બંધ કીધેલો હતો. તે બોલ્યો, "તે કેમ થયુંછે તે હું સમજ્યો; તું મારૂ અનાજ ચોરવાને આવ્યો હતો, અને તારી ચોરી છુપાવવા માટે આ સઘળું જુઠું તું બોલે છે, પણ તું પકડાયો છે અને તને ઘટે એવી શિક્ષા હું તને કરીશ" એમ કહીને તેણે પોતાની નેતર ઉંચકી. જ્યૉર્જ પોકેપોક મુકીને રડતો રડતો તેના ધુંટણ પર પડયો. તે ડુસકા ભરતો ભરતો બોલ્યો, "અરે! સાહેબ, મેં તમારૂં અનાજ ચોરયું નથી; સઘળી પૃથ્વી સારૂ પણ હુ ચોરી કરીશ નહી; ખરેખર હમણા હું સાચું બોલું છું, અમે અહિયાં માત્ર બ્લૅકબેરિ ફળ વિણવાં આવ્યા હતા, અને ઓચિંતી અમે પુળીઓ નીચે નાંખી દીધી હતી; ખરેખર, આજ સાચુ છે," તે ખેડુતે ગુસ્સા ભરેલી રીતે કહ્યું "હું કેમ જાણું કે એ ખરૂં છે ? મારે જુઠાને માનવો નહી જોઇએ" આ એક વખત જવા દેવાને જોર્જે તેના કાલાવાલા કર્યા, તથા ફરીને કદી જુઠું ન બોલવાને વચન આપ્યું, પણ ફોકટ; જ્યાં સુધી તે ખેડુતે તેને સખ્ત માર માર્યો ત્યાં સુધી તેણે તેને જવા દીધો નહી.

---

## પાઠ ૩૦ મો.

---

### ઇંગ્લંડ દેશના મહિના.

જાન્યુઆરિ બરફ લાવેછે અને આપણા આંગળાં તથાપગ ચકચકિત કરે છે. ફેબ્રુઆરિ વરસાદ લાવે છે, તથા બંધાઇ ગયેલા સરોવરને ફરીથી પિગળાવે છે. માર્ચ મોટા તથા તીણા અવાજે ફુંકતી પવનની લેહેરો લાવે છે. અને નાચતાં "ડૅફોડલ" ફુલ હલાવે છે. એપ્રીલ મિઠા "પ્રિમરોઝ" ફુલને લાવે છે. અને મોગરાને આપણા પગ આગળ પાથરે

છે. પોતાની ઉનવાળી માપાસે કુદતાં સુંદર ઘેટાનાં બચ્ચાંના ટોળાંને મે લાવે છે. જુન "ટયુલિપ્સ" ફુલ, કમળ, અને ગુલાબના ફુલને લાવે છે, અને છોકરાંના હાથ ફુલના ગોટાથી ભરેછે. ગરમ જુલાઈ શાંત પાડતા વરસાદના ઝાપટાં, જરદઆલુ અને જીલી ફુલ લાવે છે. આગસ્ટ અનાજના ભારા લાવે છે. અને ત્યારે અનાજની કાપણીનો પાક ઘેર લઇ જવામાં આવે છે. ગરમ સપ્ટેમ્બર મેવો લઇ આવે છે. અને પારધીઓ બંદુક મારવા શરૂ કરે છે. થંડો અકટોબર રાની મરઘા જે લાવે છે અને ત્યારે કોટલાં વાળા ફળ એકઠાં કરવા ખુશનુમા લાગે છે. મંદ નાવેમ્બર પવનનો ઝપાટો લાવે છે, ને ત્યારે પાત્રાં જલદી જોસથી ગોળ હાલે છે. સીતલ ડિસેમ્બર બરફ, ભડકો થતો આતસ, અને ક્રિસ્ટમસની મિજબાની લાવેછે.



## પાઠ ૩૧ મો.

---

### જુઠો સુધાર્યો.

### ( ભાગ ૨ જો. )

તે રાત્રે જયારે જર્યોર્જ ઘેર આવ્યો ત્યારે તેની માયાળુ માને એકદમ માલમ પડયું કે કંઈ પણ તેને થયું છે (ખરૂં.) જો તે બોલી, મારા પ્યારા છોકરા, તું કયાં ગયો હતો, અને આ તારૂં વાસકુટ આવી રીતે કેમ ફાટયું?" પણ જર્યોર્જે પોતાનું માથું નીચું નમાવી કંઈ જવાબ દીધો નહીં. થોડીકવાર સુધી તેને પોતાની મેળે રેહેવા દેવાને તેની માએ સઉથી સારૂં વિચાર્યું, તેથી વાળું થયા સુધી તે કંઈ બોલી નહીં, કે જે થયા પછી તેણે પાછો પોતાનો સવાલ ફરીને પુછયો; પણ જર્યોર્જ તો મુગો રહ્યો. તેનો દાદો બોલ્યો, " જર્યોર્જ, "તું કંઈ ખોટું કરતો હતો એવું મને દિસે છે." જર્યોર્જ વચ્ચે બોલી ઉઠયો, "ખરે ખર ! મેં માત્ર—" તેનો દાદો બોલ્યો, "ચુપ રહે, જુઠું બોલીને તારા અપરાધમાં વધારો નહીં કર; જો તારી માને તું શું કરતો હતો એ માલમ પડયું તો તેને ઠગવાની તારી તજવીજ કરવાથી તેની નાખુશી કંઈ ઓછી થશે નહીં. પણ એવું ધારીએ કે, તેને અથવા બિજા કોઈને માલમ પડયા વગર તું બચી જાય તો, તું શું એવું વિચારે છે કે, ઈશ્વર તને જોતો નથી? જે ચીજ ખરી નથી તે

વિશે જ્યારે તું કહે છે, ત્યારે ઈશ્વરની નજરમાં તું પાપ કરે છે એ તું જાણતો નથી?" જ્યૉર્જ રડી પડીને બોલ્યો, "અરે દાદા, હું તમને સઘળું કહીશ. હું તમને કહેવાનો હતો, પણ ખરેખર મને તેમ કરવાની હિંમત નહોતી. મેં ઘણું ખોટું કર્યું છે, પણ તેને વાસ્તે મને સખ્ત સહન કરવું પડયું છે" જે ભુલ મેં કરી નહોતી તેને માટે મને સજા થઇ છે. પછી એક પણ વિગત મુકી દીધા વગર ખેડુત સાથેની મુલાકાતની સઘળી વાત તેણે કહી. જ્યારે તેની વાતનો અંત આવ્યો, ત્યારે તેની મા અને દાદાએ એક બિજા સામા મુગાં મુગાં જોયાં કર્યું. જ્યૉર્જ બોલ્યો, "મા, તું મારૂં ખરૂં માનતી નથી? હમણા હું સાચા સિવાય બિજું કંઈ બોલતો નથી. ખરેજ, ખરેજ, હું—" તેના દાદાએ કહ્યું "હું આશા રાખું છું કે તું સાચું બોલે છે, પણ તેં અમને કેટલી બધી વાર ઠગ્યા છે કે તારો બોલ માનવો એ અમારે અશકય છે." દીલગીરી અને શરમથી વશ થઈને જ્યૉર્જે પોતાનું મોહોડું પોતાના હાથથી ઢાંકયું. તેટલામાં તેની મા ઉઠી, અને ખુંટીપરથી પોતાનો ઝભો લીધોને કહ્યું કે, "હું ધારૂં છું કે હું મિસિસ બ્રાયનને ત્યાં જાઉં ને આ સઘળાની સત્યતા વિશે નાના નેડ પાસેથી જાણી લઉં; તે પોતાની જીંદગી બચાવવાને પણ જુઠું બોલશે નહીં. માટે જ્યૉર્જી જો તે તારી વાત ખરી છે, એવું કહેશે તો તે હું માની શકીશ." થોડી મિનિટમાં તે નેડને સાથે લઇને આવી કે જેણે જ્યાંહાં સુધી તે જ્યૉર્જથી છુટો પડયો ત્યાંહાં સુધી જે બન્યું હતું તે સઘળું કહ્યું, અને ગલિમાંથી મલ્વની ખેડુત ઘેર જતો હતો તે ગુસ્સા ભરેલો લાગ્યો, તે શિવાય પછી જે બન્યું તે વિશે તે કંઈ જાણતો નથી. જ્યૉર્જની મા બોલી, "નેડ, હું તારો ઉપકાર માનું છું; જે તું કહે છે તે ઉપરથી તે ખરૂં છે, એવી મારી ખાત્રી થાય છે. હું આશા રાખુંછું કે, હવે પછી કોઈ દિવસે જેમ હમણાં તારૂં કહેવું સાચુ માનું છું, તેવું જ્યૉર્જનું પણ માનું, કારણ કે હું ધારૂં છું કે તે હમણાં ખરેખર દલગીર છે." નેડે જ્યૉર્જ તરફ ઘણા હેતથી જોયું, કારણકે તેને આવા દુઃખમાં જોવાથી તે દલગીર હતો. પણ તે વખતે તેને કંઈ કેહેવાને દુરસ્ત વિચાર્યું નહીં, માટે તેઓ સઘળાંને સલામ કરીને તે જતો રહ્યો. હવે જ્યૉર્જની માએ તેની પાસે બેશીને તેનો હાથ ઝાલ્યો. તે બોલી, "મારા વ્હાલા છોકરા, હવે તું જુવે છે કે જુઠો જો કે સાચું બોલતો હોય તો પણ, તેનું કહી મનાતું નથી; કારણ કે તે સાચું છે આ કોઈને કેમ

જણાય ?" તેના દાદાએ કહ્યું, "જો કે તે ઘણી મોટી ખરાબી છે, તો પણ તે તો સઉથી થોડામાં થોડી છે; પણ વધારે ખરાબી એ છે કે, કોઈ પણ જુઠાને ઇશ્વર પસંદ કરતો અથવા સ્વીકારતો નથી. ઇશ્વર એ સત્યતા છે.

જૉર્જ બોલ્યો. "હું ફરીને કદી, કદી જુઠું બોલીશ નહીં."
"મારા પ્યારા છોકરા આવી લાંબી મુદતની ટેવ સુધારવી તને મુશ્કેલ લાગશે; પણ જો તુ તારી કોશેશમાં લાગુ રહીશ અને મદદ સારૂ પ્રાર્થના કરીશ અને મશ્કરીમાં પણ ખરૂ નહી હોય તે કદી કહીશ નહીં તો તુ ખચીત ફતેહ પામીશ."

---

## પાઠ ૩૨ મો.

---

### રીંછ.

તમને આગળ સમજાવ્યુ છે કે માસહારી પ્રાણીના જે વર્ગના જાનવરો આપણી માફક પોતાનો પગનુ આખુ તળીયુ જમીન ઉપર ચાલતી વખતે મુકેછે, તે વર્ગને રીંછ લગતુ છે, અને તેથી કરોને બીજાં પ્રાણી કરતાં વધારે સેહેલાઈથી પોતાના પાછલા પગપર તેઓ પોતાની મેળે ઉભા થઈ શકે છે, અને ખરેખર તેઓ એજ પગ ઉપર આરામ લેછે.

માણુસના જેવા દાંત રીંછને છે, કે જે તેમને માસ અથવા વનસ્પતીના ઉપર ગુજરાન ચલાવવાને શકિતવાન કરેછે; શિકારના બીજાં પ્રાણીનાં જેવાં તેમના ગાલ આગળનાં દાત અણીદાર નથી.

આપણા જેવાં તેઓને પગના પાંચ આંગળા હોયછે, પણ તેમને મજબુત પંજા હોયછે, કે જે ખોદવા તથા ચઢવા તેમને શકિતવાન કરે છે. રીંછની ઘણી જાત છે; સૌથી સાધારણ જાતનું રીંછ બદામી ગુચ્છાદાર રીંછે કે જે, યુરોપખંડના મધ્ય ભાગના પાહાડોમા મળી આવેછે, અને તેથી વધારે તેની સંખ્યા ઉત્તરમાં નૉર્વે, સ્વીડન અને રૂષિયામાં મળી આવેછે; એશિયા ખડના ઉત્તરના મુલકોમાં તે ઘણું સાધારણ છે, અને તે ઉત્તર અમેરીકામાં પણ મળી આવેછે. બદામી રંગનું રીંછ વનસ્પતિ તથા મધ ખાઈ જીવેછે; મધ એ તેનું સ્વાદિષ્ટ ભોજન છે; અને જોકે તેઓ એવાં બેડોળ દેખાયછે, તોપણ મધ મેળવવા માટે ઝાડોપર ચઢવામાં તેઓ ઘણી ઝડપ બતાવેછે. સઘળાં નાનાં ચોપગાં જાનવર તથા મરઘી બતકને તેઓ ઘણી આતુરતાથી ખાઈ જશે.

બદામી રંગનું રીંછ એ એકાંતવાસી પ્રાણીછે; કોઈક જંગલના એકાંત ભાગમાં પોતાની જાતથી જુદું ઘણું કરીને બધું વર્ષ તે રેહેછે. શિયાળો બેસતાં તે કોઈ ગુફામાં જઈ રેહેછે, અથવા કોઈ પોકળ (પોલા) ઝાડમાં પોતાની મેળે દબાઈ બેસેછે, અથવા ઝાડની ડાળીઓની એક ઝુંપડી બાંધેછે, અને તેમાં લીલનું અસ્તર કરેછે, અને જેમાં ખોરાક શિવાય તે પોતાની શિયાળાની લાંબી ઉંઘ લેછે. વસંત ઋતુમાં તે ભુખ્યો તથા પાતળો થયેલો બાહાર નિકળેછે, અને તેથી બીજા વખત કરતાં ભય ભરેલો તે વખતે હોયછે; કારણ કે તેને જે કંઈ મળે તે ગળી જવાને તે તૈયાર હોયછે. પોતાના શત્રુ ઉપર હુમલો કરવાની રીત તેમની ઓર તરેહની છે; તે તેનાપર કુદી પડે છે, અને પોતાના હાથમાં ચાંપી તેને મારી નાંખે છે.

થંડા અને વેરાન મુલકોના લોકોને આ જાતનું રીંછ ઘણું ઉપયોગી છે. તેઓ તેના ગરમ રૂઆં પોતાના શરીરપર વીંટાળે છે, અને તેનાં મોજાં તથા ટોપી બનાવે છે. જો કે કાળાં રીંછનાં રૂઆં કરતાં તેના રૂઆં વધારે જાડાં તથા ઓછાં ખુબસુરત છે, તોપણ તેનો તેઓ વેપાર કરે છે. તેઓ તેનું માંસ ખાય છે, કે જે ડુકકરનાં માંસને મળતું છે; તેની ચરબી પીગળાવીને તેઓ એક તેલ જેવી વસ્તુ બનાવે છે, કે જે તરેહવાર ઉપયોગને માટે કિંમતી ગણાય છે; કેશને તેલ લગાડવું એ પણ બીજા ઉપયોગોમાંનો એક ઉપયોગ છે. તેના રૂઆં કાઢી લીધા પછી તેની ચામડીમાંથી સઉથી મજબુત ચામડું બને છે; અને તેના આંતરડાંની ચામડીના બારીના કાચના તકતા બનાવવાને કામમાં આવેછે, કે જેને વાસ્તે કેહેવાયલું છે કે જો તે બરોબર રીતે તૈયાર કરવામાં આવી હોય તો તે કામને ઘણું લાયક થાય છે.

બદામી રંગનું રીંછ સ્વભાવે ચીડાઉ તથા તુરંગી હોય છે; તોપણ જો તે નાનું હોય ત્યારે તેને પકડેલું હોય, તો તે પોતે પળાય છે; અને અને ધારતી લાગે છે, કે તેને ગાયનના નાદ પ્રમાણે એક બેડોળ નાચ કરતાં શિખવવામાં તેના ઉપર ઘણું ઘાતકીપણું ગુજરે છે, કે જેથી તેનો ધણી તેને દેખડાવવાથી તથા તેના ખેલથી પૈસા એકઠા કરે છે.

બદામી રંગના રીંછ કરતાં અમેરિકાનું કાળું રીંછ વધારે નાનું હોય છે, (પણ) તેને એના કરતાં વધારે સુંદર રૂઆં હોય છે, કે જે રૂઆં કાળાં અને ચળકતાં હોય છે.

અમેરિકાનું મોટું ભુરા રંગનું રીંછ ઘણું ક્રૂર પ્રાણી હોય છે, અને એટલું મજબુત છે, કે એક ભેંસના મડદાને ઘસડી લઈ જઈ શકેછે, અને

એક પળમાં માણસને ફાડીને મારી નાંખે છે.

ઘણા ઉત્તર તરફના બરફવાળા કિનારા પર રહેનારૂં પ્રાણી ધ્રુવ તરફનું રીંછ છે; પણ બરફના પાહાડોમાં જમીનથી દૂર તે વારંવાર દેખાય છે; માછલી અને દરીઆઈ પ્રાણી પર તે ગુજારો કરે છે. તે મોટું અને ક્રૂર પ્રાણી છે.

એક નાનું કાળું રીંછ છે, કે જે હિંદુસ્તાનના ઘણા ગરમ બાગોમાં રહે છે. તે ઘણું નરમ સ્વભાવનું હોય છે, અને સહેલાઇથી પળાય છે. એક ગ્રહસ્થના કુટુંબમાં બે વર્ષ આ રીંછમાંનું એક રીંછ રહ્યું હતું, કે જેણે તેને વિશે નીચેનો હેવાલ આપ્યો છે. "છોકરાઓને ઉછેરવાની જગ્યામાં તેને ઉછેરવામાં આવ્યું હતું, અને હું તેને મારા ખાણાની ટેબલ પર વારંવાર આવવા દેતો. તે જાતે રમતિયાળ તથા માયાળું સ્વભાવનું હતું; અને તેને સજા કરવા અથવા સાંકળે બાંધવાની કદી જરૂર જણાઇ ન હોતી. આ રીંછ, બિલાડી, કુતરો, અને એક નાનું આસમાની રંગનું પક્ષી કે જેને લૌરી કેહેતા હતા, તે સઘળાં હમેશાં સાથે મળતાં હતાં, તથા એક રકાબીમાં ખાતાં હતાં; તેનો વાહાલો સોબતી એક કુતરો હતો કે જેને ખિજવવા તથા કાયર કરવામાં આવતો તોપણ તે ઘણા હાસ્યજનક સ્વભાવ તથા રમતિયાળ પણાથી ખમતું હતું. જેમ તે મોટું થતું ગયું તેમ તે એક બળવાન પ્રાણી થતું ગયું અને બાગમાં ફરતી વખતે સઉથી મોટાંમાં મોટાં કેળનાં ઝાડને પકડતું, કે જેના થડને ભાગ્યે આસપાસ તેના હાથ ફરી વળતા હતા, અને તેમને તેના મુળથી ઉખેડી નાંખતું હતું.



## પાઠ ૩૩ મો.

### દુનિયાનું વર્ણન.

(નંબર ૪ થો.—અમેરિકા.)

૧૪૫૨ માં કોલંબસે કરેલી અમેરિકાની શોધ વિશે તમે વાંચ્યું છે (વાંચ્યું હશે). નબળી, લડી શકે નહી તેવી (અને) ક્રૂર સ્પૈનિઆર્ડ લોકોની સામે થવાને તદ્દન અશક્ય પ્રજાઓથી વસેલો તે (અમેરિકા) તેને (કોલંબસને) માલમ પડયો. તેણે તેમને ઇન્ડીઅન લોકો કહ્યા, કારણ કે તે તે દેશને ઇંડીઆનો પૂર્વ કિનારો છે એવું ધારતો હતો; પણ તેઓની ભાષા હિંદુસ્તા-

નમાં અથવા મોટા ખંડના કોઈ પણ ભાગમાં બોલાતી કોઈ પણ બોલી કરતાં તદન જૂદી છે.

અમેરિકાખંડ મધ્યમાં પાનામાની સંયોગી ભૂમી નામની જમીનની સાંકડી પટી સુધી ઓછો થતો જાય છે. આ સંયોગી ભૂમી પર થોડા વખત પર રેલવે મુખ્યત્વે કરીને અંગ્રેજી પૈશાથી બાંધવામાં આવી છે, અને ( તેથી કરીને ) આંટલાંટિક મહાસાગરમાંથી પેસિફિક મહાસાગરમાં ઉતાવળથી જવાય છે.

અમેરિકાના પર્વતો, સરોવરો, નદીઓ, જંગલો યુરોપની જોડે સરખાવતાં ઘણાં મોટાં છે. તેમાં વસ્તી આછી છે, અને જે યુરોપીઅન લોકો તેઓના કુંટુબો સહીત વરસો વરસ જાય છે, અને ત્યાંના ફળદાયક મેદાનો ઉપર વસે છે, તે હજારો ગરીબ લોકોને ત્યાં આશરો મળે છે. આખો કેનેડા ને યુનાઇટેડ સ્ટેટસ આ પ્રમાણે ઇંગ્રેજી જાતના માણુસો બથાવી પડયા છે, અને મધ્ય ને દક્ષિણ અમેરિકાનો ઘણોજ ભાગ સ્પૅનિઅર્ડ ને પોર્ટુગીઝ લોકો બથાવી પડયા છે.

અમેરિકાના પશ્ચિમ કિનારાપર કૅલિફોર્નિયા ને બ્રિટીશ કોલંબીઆમાં થોડા વખત પર સોનાની ખાણો શોધી કાઢવામાં આવી છે, અને (તેથી) યુરોપીઅન સંસ્થાનમાં રેહેનારા લોકોનાં ટોળે ટોળાંનાં લક્ષ ખેંચાય છે. જે દેશોમાં થોડા વર્ષ પેહેલાં કેટલાક જંગલી લોકો ફકત વસતા હતા, તે દેશોમાં ખેતીવાડી, વેપાર, મોટાં શેહેરો, અને સુધરેલી જીંદગાનીના સઘળા હુનરો ઝડપથી ઉત્પન્ન થાય છે.

કૅનેડા અને બ્રિટિશ કોલંબીઆ ઇંગ્રેજી રાજ્યને તાબે છે. યુનાઇટેટ સ્ટેટસ કે જે ઇંગ્લાંડથી આવેલા લોકોથી વસાવવામાં આવ્યું હતું, તે ૧૭૮૨ માં ઇંગ્રેજી રાજ્યથી સ્વતંત્ર થયું; પણ તેઓની ભાષા, રીતભાત, અને ધર્મ હજુ ઇંગ્રેજી છે.

અમેરિકામાં સ્પેઇનના લોકોના રાજ્યો નબળાં છે. અને ત્યાંના લોકો જે એક વખત પ્રખ્યાત, અને બળવાન હતા, તે જંગલી હાલતમાં આવી પડતા દેખાય છે, તો પણ બ્રાઝિલ જે પોર્ટુગીઝ લોકોએ વસાવ્યું હતું, તે આબાદ રાજ્ય છે.

અમેરિકાના ઉત્તર તરફના દેશો ખાડીઓથી જુદા પડેલા ટાપૂઓથી બનેલા છે. આ ઉજડ દેશોમાં ટાઢ સખત છે, અને દરિઓ દર વરસે કેટલાક મહીના સુધી ઠરી જાય છે. " નોર્થવેસ્ટ પેસેજ " એટલે અમેરિકાના ઉત્તર ભાગની આસપાસ દરીઆ માર્ગ શોધવાનો પ્રયત્ન કરવા-

માં ઘણા બાહાદુર ખારવાઓએ પોતાની જીંદગીઓ ખોઈ છે. આ થોડા વખતપર કૅપ્ટાન કલુએરે શોધી કાઢયું છે, પણ બરફ અને રસ્તાની બીજી અડચણો એવી છે કે, તે કદી વેપારને માટે ઉપયોગી થઈ શકે નહી. ઉત્તરમાં હમેશનાં બરફથી દક્ષિણ તરફનો છેડો જે કેપ હૉર્ન છે, ત્યાં સુધી ફેલાતો અમેરિકા ઘણો મોટો ખંડ છે, તેથી દરેક જાતની હવા માલમ પડે છે, અને ત્યાંની જમીનની પેદાશો સઘળી જાતની છે.

ઉત્તરમાં સનોબર અને દેવદારના ઝાડોના મોટાં જંગલો આવેલાં છે, અને રીંછ અને બીજા પ્રાણીઓ જેઓ ઠંડા દેશોમાં વસે છે, તેઓ માલમ પડે છે, અને તેઓની ચામડીને માટે તેઓનો શિકાર કરવામાં આવે છે. યુનાઈટિડ સ્ટેટસ જે રૉકી પર્વત સુધી ફેલાય છે, તેના પશ્ચિમ તરફના મેદાનો જે મોટાં મેદાનો કેહેવાય છે, તેમાં ભેંસો અને બીજાં જંગલી પ્રાણીઓની મોટી સંખ્યા છે.

જેમ જેમ આપણે દક્ષિણ તરફ જઈએ છીએ, તેમ તેમ આપણને દ્રાક્ષના વેલા ઉગતા અને દ્રાક્ષનો દારૂ બનતો મેક્ષિકો અને ટેક્ષાસમાં માલમ પડે છે; અને દક્ષિણ અમેરિકામાં શેરડી અને ગરમ દેશોનાં બીજા છોડવા વાવવામાં આવે છે. વળી વધારે દક્ષિણમાં કેઈપહૉર્ન તરફ જેમ હવા ઉત્તર ધ્રુવને પહોંચે છે, તેમ તે વધારે ઠંડી થતી જાય છે.

અમેરિકાખંડના પ્રાણીઓ જુની દુનીયાના પ્રાણીઓ કરતાં જૂદાં પડે છે. મોટામાં મોટું અને ક્રુરમાં ક્રુર પ્રાણી જેગ્વાર છે, જે, (જેગ્વાર) વાઘ જે જાતનો છે, તેજ જાતનું પ્રાણી છે, પણ તે એટલું બધું (વાઘના જેટલું) જબરૂં નથી. તેજ જાતમાંનું એક પ્રાણી પ્યુમા કોઈ કોઈ વખતે અમેરિકાનો સિંહ કેહેવાય છે, પણ તે જેગ્વાર કરતાં વધારે નાનું છે.

વાંદરા અને પેટે ચાલનારાં પ્રાણીઓ દેશના ઘણા ગરમ ભાગોમાં પુષ્કળ માલમ પડે છે. ઝેરી ખણખણાટ કરતો સાપ અમેરિકામાંજ મળી આવે છે.

રેઈન્ડીયર, જે યુરોપની છેક ઉત્તરમાં માલમ પડે છે, તે પણ અમેરિકાના ઉત્તરના દેશોમાં માલમ પડે છે. દક્ષિણ અમેરિકામાં એક પહાડી દેશ પેરૂમાં લામા નામના પ્રાણીઓની ખાસ જાત છે.

આ (પ્રાણી) આકારમાં કાંઈ ઉંટના જેવું છે, પણ એટલું બધું મોટું નથી; તેને ઘેટાંની માફક ઉન હોય છે, અને બોજો ઉંચકી લઈ જવાને માટે ઉપયોગી છે.

જ્યારે અમેરિકા શોધી કાંઢવામાં આવ્યો, ત્યારે ઘોડા, બળદ, ઘેટાં

અને ડુક્કર એમાંનું કાંઈ ત્યાં માલમ પડયું નહોતું. તેઓને યુરોપમાંથી લાવવામાં આવ્યાં હતાં, અને તેઓ અતિશય વધી પડયાં છે. ઘોડાઓનાં ઘણાં ટોળાં દક્ષિણ અમેરિકામાં પુષ્કળ ભટકે છે. અને ઢોરોના ચામડાં વેપારની ઘણીજ અગત્યની ચીજ થઇ પડેછે. માણસોની જે જાતો અમેરીકામાં વસે છે, તેઓના, સાધારણ રીતે બોલતાં, ઉત્તરમાં અંગ્રેજી વસનારાઓ અને મૂળ વતનીઓ ( જે તેઓના ચેહેરાપરથી રાતા માણસ કહેવાયછે) તેવા ભાગ થઈ શકે, અને દક્ષિણમાં સ્પેન અને પોર્ટુગાલ સંસ્થાનીઓ અને મૂળવતનીઓમાં ભાગ થઈ શકે.

આપણે દેશીલોકોની ત્રણ જાતો વિશે મુખ્યત્વે કરીને બોલી શકીએં; 'રાતા માણસ', 'મેકિસકાના લોકો', અને 'પેરૂના લોકો'.

રાતા માણસોની ઘણી જાતો છે, જેઓ જુદી જુદી ભાષાઓ બોલે છે, અને વારંવાર એક બીજા સાથે લડે છે. તેઓ એક મજબુત જાત, ચતુર શિકારીઓ છે; અને બહાદૂર અને ઘાતકી લડવૈયા છે. પણ ઘણા અ-જાણ્યા ( અણુસમજુ ) અને બીલકુલ વગર સુધરેલા છે. ખરે ખર એવું માલમ પડે છે કે તેઓ કોઈ પણ રીતે સુધરી શકશે નહીં. તેઓની સંખ્યા એક બીજા સાથે અને યુરોપના વસનારાઓ સાથે લ-ડાઈથી ઘણી ઓછી થઇ ગઈ છે. બાકીનાઓ જેમ જેમ સુધારો વધ્યો તેમ તેમ વધારે પશ્ચિમમાં વધતા ગયા છે, અને એમ જણાય છે કે ઘણા લાંબા વખત પેહેલાં ( થોડા વખત પછી ) તેઓ તદ્દન નાબુદ થશે.

મૅકસીકાના લોકોની સંખ્યા કોરટીઝના હાથ નીચે સ્પૅન લોકોની જીત વખતે ઘણી હતી. તેઓ ભપકાદાર બાંધેલા શેહેરોમાં રેહેતા હતા, અને ઉત્તરની જાતો કરતાં વધારે સુધરેલા હતા. એમ છતાં તેઓ ઘાતકી અને લોહીના તરસ્યા હતા, અને તેઓની મુર્તિઓને માણસનો ભોગ આ-પતા હતા. તેઓ યુરોપના વસનારાઓ સાથે મળી ગયા છે. તેઓની ભાષા જતી રહી છે, અને એવું માનવામાં આવે છે કે અસલી જાત હયાત નથી.

પેરૂના લોકો વધારે નમ્ર અને વધારે અસીલ લોકો હતા, અને સુધરે-લી જીંદગીના હુનરોમાં કાંઇક વધારો કર્યો હતો. તેઓએ લામા પાળ્યું હતું, જેના વીશે અમે વર્ણન કરેલું છે, અને તેને બોજો ઉચકી લેઈ જવામાં કામે લગાડતા હતા.

પંદરમા સૈકામાં અમેરિકાની આ મુખ્ય પ્રજાઓ હતી. દુનીયાના સ-ઘળાં ભાગોમાંથી વસનારાઓ હાલ આવેલા છે, જેઓએ દેશને તેઓનો પોતાનો ( દેશ ) કરી લીધો છે. કોઈ એક મોટા અને જુદી જાતના

દેશમાં જેમ ધારવામાં આવેછે તેમ, અમેરિકાની બનાવટો અને વેપાર ઘણી જાૂદી તરેહના છે. કાનેડામાંથી દેવદારના લાકડાં પરદેશખાતે મોકલવામાં આવે છે. યુનાઇટેડ સ્ટેટસમાં જુની દુનિયામાંથી દાખલ કરેલા ધુન દાણા અને રૂ પુષ્કળ જથાબંધ વવાય છે; વેસ્ટ ઇંડીયાના ટાપૂમાં શેલડી વવાય છે, આ ટાપૂઓ જેવી રીતે આપણે કહેલું છે, તેમ ઉત્તર અને દક્ષિણ અમેરિકાની વચ્ચે આવેલા છે,



## પાઠ ૩૪ મો.

### પક્ષી.

બરડાનાં હાડકાંવાળાં પ્રાણીનો બીજો વર્ગ પક્ષી છે. હવામાં ઉડવાના તેઓની શકિતને માટે તેઓ પ્રખ્યાત થયલાં છે. આ કારણ સારૂ તેમનું શરીર સુંદર રીતે લાયક કીધેલું છે. ચોપગાં પ્રાણીના માંસવાળા પગો, પહોળા ખભા, મોટી છાતી, ભારે જડબાં અને મોટાં માથાંને બદલે પોલી અણીદાર ચાંચ, લાંબી અને વળી શકે એવી ગરદન, ધીમે ધીમે ઉપસી આવતું શરીર, પથરાતી પાંખ, અણીદાર થતી પુંછડી, પાતળી જાંગ, અને હલકાં હાડકાંવાળા પગ આપણે પક્ષીમાં જોઇએ છે. તેઓના શરીર પીછાંથી ઢંકાયલાં હોય છે, કે જેનો હલકો, ગરમ, બીનાસ દાખલ ન કરવા દે એવો પોશાક થાય છે. તેઓની પાંખ હલકી છે, પણ એટલી તો મજબુત હોય છે કે, અજાએબ જેવી ઝડપથી હવામાં તેઓના શરીરને ચલાવે છે

પક્ષીના હાડકાં પોલાં તથા પાતળાં હોય છે. અને જે સ્નાયુ તેઓની પાંખને ગતી આપેછે તે શિવાય, બીજા સઘળા માંસનાં લોચા નાજુક હોયછે. આ ઘણા મજબુત હોયછે. એક રત્નહંસ પોતાની પાંખોથી માણુસનો પગ ભાંગી શકેછે; અને ગરૂડ પક્ષી એક ધાએ એક માણુસને મારી નાંખી શકેછે. પક્ષીની પાંખ જેવી હલકી અને વળી તેની સાથે મજબુત કોઇપણ યુક્તિ માણુસે બનાવેલી નથી.

બીજાં પ્રાણી કરતાં પક્ષિઓનો નજર વધારે બારીક હોયછે. બુદ્ધિ, સ્મરણશક્તિ અને શિખી શકવાના ગુણમાં તેઓ ચોપગાં જાનવરોની બરોબર હોયછે. ડાળીઓ, પાત્રાં, પીછાં, માટી અને પ્રાણીના કેશથી પક્ષીઓના જે માળા અજાયબ જેવી રીતે બાંધવામાં આવેછે, તે ઝાડોમાં, જમીન

પર, અથવા ઇમારતની ફાટમાં બાંધવામાં આવેછે. પક્ષીની દરેક જાત પોત પોતાની રીતપ્રમાણે માળો બાંધે છે.

સઘળાં પક્ષી ઇંડાંમાંથી જન્મેછે, કે જેને માદા ઘણીજ ધીરજથી સેવેછે; ઘણીજ ભુખ અથવા ધાસ્તીથી માત્ર તેને પોતાનો માળો છોડવો પડેછે.

કેટલાક પક્ષી દાણા ખાય છે. બીજાં માંસ ખાય છે. માંસ ખાનારાં પક્ષીને વાંકી વળેલી ચાંચ તથા મજબુત નખ હોયછે, અને તેઓ ઉડવામાં ઘણા જોરાવર હોય છે; અને તેઓની ચાલ ચલણ એકાંતવાસી હોય છે. દાણા ખાનારા પક્ષીની ઘણી જાત જેવી કે મરઘાં બતકો પળાઈ શકેછે.

---

## પાઠ ૩૫ મો.

---

### ચલિયાં.

ચલીયાં પક્ષીઓના બીજા વર્ગને લગતાં છે કે જે વર્ગને "પૅસરાઈન" કરીને કહેછે; અને તેમને પગનાં ત્રણ આંગળાં આગલ અને એક પાછળ હોયછે, તેથી તેઓ ઓળખાય છે. ચલિયું એક સુંદરનાતું પક્ષી છે, કે જેને ઉંચા ભૂરા રંગના પીછાં, ટુંકી ચાંચ, અને ટુંકા પાતળા પગ હોય છે. કકૂ અને બીજા એક દેશથી બીજે દેશ જનારાં પક્ષીની માફક તે પાનખર રૂતુમાં યૂરોપ છોડીને જાયછે, અને વસંત રૂતુના ગરમ દિવસ આવેત્યાં સુધી પાછું આવતું નથી. ચલિયાં ઘણી ઝડપથી ઉડે છે; ઉનાળામાં ખુલ્લા તડકાવાળા કોઈદિવશે જે જીવજંતુઓ ચલિયાંનો શિકાર હોયછે, તેમની શોધમાં હવાની અંદર ઉડીને આસમાની રંગના આકાશમાં ઘણા ખરા ગુમ થઇ જાય ત્યાં સુધી ઉપરને ઉપર ચઢતાં તેઓના એક ઉડતાં ટોળાના દેખાવ કરતાં વધારે સુંદર દેખાવ બીજો કોઈ નથી.

પોતાના માળા બાંધવા સારૂ ચલિયાંઓ ઘણી અજાએબ જેવી જગા વારંવાર પ્રસંદ કરે છે. એવું કેહેવાયલુ છે કે, સ્કૉટલાંડ દેશમાંના એક ઘરના ખુલ્લા ચોકમાં ભીતની સામે લાકડાંના ઢાંકણ નીચે એક મોટો ઘંટ ટાંગેલો હતો ત્યાં તે ઘંટના ઢાંકણમાં એક ચલિયું કેટલાંક વર્ષ સુધી પોતાનો માળો બાંધ્યા કરતું હતું, અને દોરડાના ખણખણાટથી અથવા ઘંટના વાગવાથી જરાક અડચણ થતી હોય એવું કદી તે દેખાતુ નહોતું. ધુમાડીયાંના મથાળાં, ઘરનાં છજાં અથવા બારીનાં ખુણાં ઘણું કરીને તેઓ વધારે પસંદ કરે છે, અને હમેશાં તેજ જગ્યાએ દર વર્ષે પાછા આવેછે.

એક વરસ ચલીઆના જોડાને જ્યારે તે પોતાના જુના માળા પાસે આવ્યું, ત્યારે તે ચકલાથી રોકાએલો દીઠો, અને તે ચકલો, તે બીચારા પક્ષીઓને, જ્યારે જ્યારે તેઓ પોતાના ઘરમાં પેસવાને પ્રયત્ન કરતા, ત્યારે પોતાની મજબુત ચાંચ મારીને તેમને દુર રાખતો, પોતાનો માળો પાછો મેળવવાને ફોકટ પ્રયત્ન કર્યા પછી તેઓએ તે અંદર પેસી જનારને ઘણીજ અસરકારક શીક્ષા કરવાને આખરે એક યુક્તિ શોધી કાઢી. તેઓ દરેકના હાથમાં પોતાની ચાંચમાં માટીનો લચકો લેઈ અને થોડાએક વધારે ચકલા લઇને એક સવારે આવ્યા, અને તે માળાનું બાકું બંધ કરી લીધું; તેથી તે ચકલો નાશી જઈ શકયો નહીં, અને અલબત ખોરાક અને હવાની તંગીને લીધે મરણ પામ્યો.

એશિઆમાં ખાવા યોગ ચકલાની એક જાત છે, અને તેઓના માળાને મુખ્યત્વે કરીને ચીનના લોકો ખોરાકની ચીજ તરીકે ઘણોજ વખાણે છે, આ પક્ષીઓ વારંવાર ખડકોમાં ( માળા ) બાંધેછે.

હિંદીમહાસાગરમાં જાવાના ટાપુમાં એવી બે જગાઓ છે કે જ્યાં તેઓ ઘણીજ સંખ્યાબંધ માલમ પડેછે. આ ( જગાઓ) માંહેથી પોલી અને ઘણાંજ બાકાં વાળી ખડકો છે, તે ( ખડકો ) માંની કેટલીક માણસને સહેલાઇથી પેસવાને માટે જોઈએ તેટલી મોટીછે, અને બીજી કેટલીએક અંદર જઈ શકાય નહીં એવી છે. આ ગુફાઓની દીવાલોમાં એક બીજાની પાસે પાસે હારબંધ પક્ષીઓ પોતાના માળા બાંધે છે. તેઓ પોતાનો ખોરાક જે સઘળી જાતના જંતુઓનો બનેલો છે, તેમાંથી બાકી રહેલા ભાગમાંથી પોતાના માળા બાંધે છે, અને તેમને તે બનાવતાં (બાંધતાં) બે મહીના લાગે છે. તેઓના માળા મેળવવાનું કામ ઘણુંજ મુશ્કિલ અને જોખમકારક છે. જે માણસોનું તે કામ છે, તે માણસો ખરૂ અથવા વાંસની સીઢીઓ ઉપર તે દર સુધી ચઢેછે, અનેમાળા ખેંચીકાઢે છે, અને તે તેઓ પછી ઘણી કીંમતે વેચે છે. આ માળા ખોરાકની ઘણી સ્વાદીષ્ટ ચીજ તરીકે ખાવામાં આવે છે, એટલુંજ નહીં પણ સખત તાવમાં ઓસડતરીકે તે વારંવાર વાપરવામાં આવે છે. તેઓને ( માળાઓને ) ઉકાળીને, ચીકણો શેરવો કરીને અને રાત્રે ઝાકળમાં ખુલ્લા મુકીને અને ખાંડમાં મેળવ્યાથી તેઓ ઘણા ઠંડા થાય છે.

# પાઠ ૩૬ મો.

## દુનિઆના વર્ણન વિશે.

### નંબર ૫—ઑસ્ટ્રેલિઆ.

આસ્ટ્રેલિઆ ( જે દક્ષિણ ભૂમિ છે તે. ) પૂર્વ તરફના માહાસાગરમાં એક મોટો ટાપુ છે. તે થોડો પ્રસિદ્ધ છે, અને ફક્ત થોડાંક વરસથી ઈંગ્રેજી સંસ્થાનો વસેલા તેને લીધે અગત્યનો થઈ પડયો છે. આમાંનો મુખ્ય દક્ષિણ આસ્ટ્રેલીઆમાં છે. અને મેલ્બૉર્ન અને સીડ્નીના નાનાં શેહેર ક્યારના દુનિઆના મોટામાં મોટા ટાપુમાં આવેલાં છે.

આસ્ટ્રેલિઆના મેદાનો જે મીઠાં પાણીની નજીક આવેલાં છે, તે ઘણાં ફળદ્રુપ છે. ત્યાંના જંગલી દેશીઓએ શ્રષ્ટિની (ઇશ્વરની) આ બક્ષિસોનો કાંઈ પણ ઉપયોગ કર્યો નહીં, પણ અંગ્રેજો ઘેટાં, ઢોર અને ઘોડાઓને જથાબંધ ઉછેરે છે, અને દાણાનો પુષ્કળ પાક ઉત્પન્ન કરેછે, અને યુરોપમાં દેશાવર ખાતે ઉન મોકલે છે.

થોડા વખત ઉપર ન્યુસાઊથવેલ્સના પર્વતોમાં કેલિફોર્નીઆની માફક સોનુ શોધી કાઢવામાં આવ્યું છે, ઈંગ્લાંડમાંથી અને યુરોપના બીજા ભાગમાંથી, અમેરિકામાંથીઅને ચીનમાંથી પણ લાખો પરદેશ જઈ વસનારાઓ તે દેશના આ પ્રમાણે લલચાયા છે. ખાણો ઘણી ફાયદાકારક છે, અને એક મોટી સુધરેલી મંડળી ઈંગ્રેજી રાજ્યના રક્ષણ નીચે આ પ્રમાણે ઉત્પન થાય છે, ઈંગ્રેજી ભાષા બોલે છે, અને ઈંગ્રેજી કાયદા પાળે છે. ગરીબ ખેડુત જે પોતાનું નશીબ વધારે સારૂં માલમ પડવાની આશાએ દુનિઆની આસપાસ અડધે રસ્તે નાખુશીથી પોતાની સ્વદેશભુમી છોડે છે, તે આ નવા દેશમાં ત્યાંની દેશી ભાષા, રીતભાત અને ધર્મ જોઇને ખુશી થાય છે.

પણ આસ્ટ્રેલિઆના કુદરતિ દેખાવ તેને નવા લાગે છે. તે નવા ઝાડો અને છોડવા માણસ કરતાં વધારે જંગલી નીચ પ્રજા, અને વિચિત્ર પ્રાણીઓ (માર્સુપીએલીઆ) જેઓ પોતાના બચ્ચાંને એક કોથળીમાં લઈ

જાય છે, અને તેઓની પુછડીના સાધનવડે કૂદે છે, તે સઘળું તે જુએ છે. આ પ્રાણીઓમાંનુ મુખ્ય કાન્ગારૂ છે. વળી એક બતકના જેવી ચાંચ વાળું અને છછુંદરના શરીર જેવું વિચિત્ર પ્રાણી છે, જે નદી કિનારે કોતર કરીને રહે છે.

આસ્ટ્રેલિઆની હવા જે થોડી ગરમ છે, અને થોડી સમશીતોષ્ણ છે, તે જો કે ખુશનૂમા નથી તોપણ યુરોપીયન લોકોને તનદુરસ્ત છે. તે દેશના કંગાળ દેશીઓને માયાળુ રીતે વર્તવામાં આવેછે, અને બચાવ કરવામાં આવે છે. પણ અમેરિકાના મુળના વતનીઓની માફક તેઓ એક વધારે સુધરેલી પ્રજા છતાં સંબંધ ઉપરથી નાબુદ થતાં માલમ પડે છે. નક્કી એમ જણાયછે કે એક નવું અને મોટું ઇંગ્રેજી રાજ્ય આસ્ટ્રેલિઆ ખંડમાં આગળ જતાં થશે.

આસ્ટ્રેલિઆની અગ્નિ કોણમાં ન્યુઝિલાંડના ટાપુઓ પણ જબરા અને ઉપયોગી ઈંગ્રેજોથી વસાતાં જાયછે. તેઓ ફળદ્રુપ જમીન અને સમશીતોષ્ણ હવા રાખેછે. અને વર્ષોવર્ષ વધારે અગત્યતાના થતા જાયછે. ન્યુઝિલાંડના જંગલી લોકોની આસ્ટ્રેલિયાના લોકો કરતાં વધારે ઉમદા જાત છે. તેઓ બહાદુર અને જુસ્સાવાળા છે. તેઓમાંના કૈં કરતાં વધારે ખરિસ્તિ થયા છે, અને તેઓ પોતાના ઈંગ્રેજ પડોશીઓની સાથે સલાહ સંપમાં રહે છે.



## પાઠ ૩૭ મો.

### ઉદ્યોગ વિષે.

ઇશ્વર આશા રાખેછે કે માણુસજાતે લોકોપયોગી ફાયદાની ફરજોમા ભાગ લેવો જોઈએ. આળસુ રહેવાને માટે કોણ જન્મ્યું છે? કેટલાએકને હળની વાર્ષિક મહેનત કરવાને સોંપેલી અને કેટલાએકને અવાજ કરતી એરણ આગળ તપી જતાં, કેટલાએક જલદીથી સરકી જતો કાંટલો ફેંકતાં, પવનને ભરતીના અભ્યાસી કેટલાએકને એક દ્રુવથી બીજા દ્રુવ સુધી વેપાર ચલાવતાં આપણે જોઈએ છીએ. કેટલાએક ઉદ્યોગથી

શીખેલા હાથપગથી હુનરના કામ કરી આપે છે, અને કેટલાએક વધારે સુધરેલી બુદ્ધિવાળા મગજ અને જીભથી માણુસ જાતને મદદ કરે છે. દરેક માણુસ એક સાધારણુ મતલબ તરફ કોશીશ કરતાં બધા લોકોને ઘણો ઉપયોગી મીત્ર થઈ પડે છે. આ પ્રમાણે દરેક જણુ એક બીજાને ઉપયોગી મદદ કરવાને જન્મવાથી વારા ફરતી ઉપકાર બળાય છે. જ્યારે રાજાનું ખાણું પીરસવામાં આવે છે, ત્યારે રાજા ખોરાકને માટે ખેડુતનો આભાર માને છે, અને જ્યારે પોતાનો સઘળો બાદશાહી પોશાક પેહેરે છે ત્યારે પોતાના બાદશાહી પોશાકને માટે શાળનો ઉપકારી થાય છે.

શું કડિયાની મહેનત અને સંભાળ સખત ટાઢમાં તેનું રક્ષણુ કરતી નથી ? શું છરી કાંટા બનાવનારનો હુન્નર જે તરવાર તેની જાંગનું રક્ષણુ કરે છે તે પુરો પાડતો નથી ? આ સઘળાઓ જે ગાદીને ( રાજાને ) તાબે થાય છે તેઓ પોતાના લોકોપયોગી ફાયદાનો આભાર માને છે. જે તેઓની મીલકત અને કાયદાનું રક્ષણુ કરે છે, તે તેજ ( તેનું પોતાનું અને લોકોનું કારણુ ) છે. આ પ્રમાણે તેઓ પોતાની પ્રમાણીક મેહેનત કામે લગાડે છે, અને સંતોષથી ફળ ભોગવે છે. નાની અગર મોટી દરેક પદવીમાં જે બધાનુ પોષણુ કરે છે તે ઉદ્યોગજ છે.



## પાઠ ૩૮ મો.

### "ટેબલ" પક્ષી.

પોતાના માળાને માટે પાત્રા સાથે સિવવાની અજાયબ જેવી પ્રાણી બુદ્ધિ આ નાના પ્રાણીમાં હોય છે તે ઉપરથી તેનું નામ " ટેલર બર્ડ " પડયું છે. સિલોનમાં તેની એક જાત સાધારણુ છે, અને તેજ જાતના બીજાં હિંદુસ્તાનમાં મળી આવેછે. હિંદુસ્તાનમાંના " ટેલર બર્ડ "ની પીઠ લીલી હોય છે કે જે તડકામાં સોના જેવી પ્રકાશે છે; તેની છાતી સફેદ તથા તેની ચાંચ અણીદાર તથા જરા લાંબી હોયછે; તે ગાનારૂં પક્ષી છે. અને તેનો રાગ ઘણો મધુર હોય છે. છાપરાંના છાયા નીચે પોતાનું રહેઠાણુ બાંધવાને તે ચાહે છે; અને તે એટલું હીંમતવાન હોય છે કે પોતાનો માળો બનાવવા માટે ચિથરાં અને દોરા ઉચકી લેવાને જે

ઓરડામાં માણસો કામ કરવા બેઠાં હોય ત્યાં જવાને હિંમત કરશે. માળો બાંધવાની તેની રીતી ઘણીજ અચરતકારક હોયછે; પેહેલવહેલાં તે પહોળાં તથા નાજુક પાત્રાંવાળી ઝાડી શોધી કાઢે છે; પછી સર્પ તથા બિજાં ધાસ્તી ઉપજાવનારાં કીડા આવવાથી સલામત રેહેવાય એટલે દૂર એક ડાંખલીને છેડે બે પાસેના પાંદડાં તે પસંદ કરે છે. તેઓની કોરથી આ પાંદડાંને બાંધે છે, ને આગળથી તેની ચાંચે જે છીદ્રો પાડેલાં છે તેમાં (રૂ) દોરો તથા રેસા પોરવીને બરાબર તથા મજબુત સીવી લેછે. દોરાના છેડાને તે વળ દેછે અથવા ગાંઠ વાળે છે, કે જેથી તે સરી નહીં જાય અથવા તે સીવણ ઢીલી નહીં પડે. આ રીતે બનાવેલી બાંધણી નીચેથી બંધ અને મથાળેથી ઉઘાડી હોય છે અને તે એક કોથળી જેવી હોય છે. ઝીણું રૂ-આં કે જે નાના બચ્ચાં માટે તેને ગરમ તથા સુખદાયક કરેછે તેનું તે કળાવાળું પક્ષી માળામાં પછી સઘળે અસ્તર કરે છે. આ કામમાં નર તથા માદા એ બે ભાગ લે છે, કે જેમાં તેમને એક અઠવાડિયું કે દશ દિવશ લાગે છે. યુરોપ મધ્યે "ટેલર બર્ડ"ની બિજી જાત મળી આવે છે.

## પાઠ ૩૯ મો.

કૅન્યુટનો પોતાના કારભારીઓને ઠપકો.

પ્રવેશઃ—સાઉધામ્પ્ટનની પાસે દરિઆ કિનારો.

કૅન્યુટ—તમે મને વારંવાર કહ્યા કરોછો કે હું રાજાઓમાં મોટામાં મોટો છું તે ખરૂં છે?

ઓફા—મારા સાહેબ! તે ખરૂં છે. આપ સઘળા રાજાઓ કરતાં ઘણાજ બળવાન છો.

ઓસ્વૉલ્ડ—અમે સઘળા આપના ગુલામ છીએ. અમે આપના પગની રજને ચુંબન કરીએછીએ.

ઓફા— અમે એકલા નહી, પણ મુળતત્વોએ આપના ગુલામ છે. જમીન એક કીનારાથી બીજા કીનારા સુધી આપની આજ્ઞા પાળે છે; અને સમુદ્ર આપનો હુકમ માથે ચડાવે છે.

કૅન્યુટ— શું મોટાં તોફાની મોઝાંવાળો દરિઓ મારી આજ્ઞા પાળે છે? શું તે ભયંકર મુળતત્વ હમેશાં મારાં હુકમમાં રહેશે?

ઓફા—હા સાહેબ. તે દરિઓ આપનો છે. તેને આપના વહાણ પોતાની સપાટીપર લેઈજવાને અને આપના બાદશાહી પગ આગળ દુનિઆનો ખજાનો લાવવાનેમાટે બનાવવામાં આવ્યોછે. તે આપના શત્રુઓને

માટે તોફાનીછે, પણ આપને તો તે પોતાના બાદશાહ તરીકે જાણેછે.

કેન્યુટ—શું ભરતી આવતી નથી?

ઓસ્વૉલ્ડ—હા સાહેબ; મોઝાં આવતાં આપતો જાણી શકો.

કેન્યુટ—ત્યારે એક ખુરસી લાવો. તેને અહીંઆ રેત ઉપર મુકો.

ઓફા—મારા દયાળુ મેહેરબાન! કયાં ભરતી આવેછે?

કેન્યુટ—તે અહીંઆજ મુકો.

ઓસ્વૉલ્ડ (કોરેરહીને)-ખરેખર તે એવા મુરખ નથી કે આપણું કહ્યુ માને.

કેન્યુટ—હો બળવાન મહાસાગર! તું મારી પ્રજા છે એવું મારા કારભારીઓ મને કહેછે; અને મારી આજ્ઞા પાળવી તે તારી ફરજ છે. તેટલા માટે આ પ્રમાણે હુ મારો રાજદંડ તારા ઉપર ફેલાવુંછે, અને પાછા જવાનો હુકમ કરૂંછું. તારા ઉછળતા મોઝા પાછાં વાળી લે. અને મારા—તારા બાદશાહી ધણીના—પગ ભીંજવવાને તેમને હીંમત ધારવા દેઇશ નહીં.

ઓસ્વૉલ્ડ (કોરે રહીને)—હું ધારૂંછું કે દરીઓ પોતાના બાદશાહી હુકમને ઘણુ થોડુંજ માન આપશે.

ઓફા—જુઓ! કેવી ઝડપથી ભરતી ચડે છે.

ઓસ્વૉલ્ડ—બીજું મોઝું ખુરશી સુધી આવશે. અહીંયા ઉભા રહેવું મુર્ખામી ભરેલું છે. આપણે ખારાપાણીથી ઢંકાઇ જઇશું.

કેન્યુટ—ઠીક, દરીઓ મારો હુકમ માને છે? જો તે મારી પ્રજાછે તો તે ઘણી તોફાની પ્રજા છે. જુઓ તે કેવો ઉછળે છે અને તે મારા પવીત્ર શરીરપર જુસાદાર ફીણ અને ખારા પાણીની વાછટ નાંખેછે. નીચ ખુશામતીઆઓ! તમે એવું ધાર્યું કે હું તમારા જુઠાણથી ભોળવાઈ જઈશ, અને મેં તમારી નીચ ખુશામત માની? જાણો કે એવો એકજ માણસછે કે જેનો દરીઓ હુકમ માને તે સ્વર્ગ અને પૃથ્વીનો રાજા, રાજાઓનો રાજા, દેવનો દેવ છે. જે મહાસાગરને "આટલેજ દુર જા પણ વધારે દુર નહી, અને અહીંઆ તારા મગરૂબી ભરેલા મોઝા અટકાવ" એવું કહી શકે તેવો તે એકલો છે. રાજા એ ફકત માણસ છે. અને માણસ એક કીડો છે. શું કીડો મોટા પરમેશ્વરની સતા ધારણકરી શકશે અને મુળતત્વો તેનો હુકમ માનશે એવું ધારી શકશે? આ તાજ લેઇ જાઓ—હવે તે હું કદી પેહેરવાનો નથી, મારા દાખલા પરથી રાજાઓ નમ્ર થવાને શીખો અને કારભારીઓ તમારી ફજેતીપરથી સત્ય શીખો!